૪૮૯૧

# હિંદુસ્તાનનો નવો ઇતિહાસ.

મુખ્ય કરીને ગુજરાતી પાંચમા તથા છઠ્ઠા, અને અંગ્રેજી પેહેલા, બીજા અને ત્રીજા ધોરણોના વિદ્યાર્થીઓને માટે.

રચનાર

મેરવાનજી એદલજી દારૂવાલા

તથા

જમશેદજી દોરાબજી મિસ્ત્રિ

પુના કેમ્પ ગવરમેંટ ઈંગ્લીશ સ્કુલના
પેહેલા તથા બીજા આસિસ્ટંટ માસ્તરો.



મુંબઈ:
મ્હા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપીછે.

સને ૧૮૯૧.

કિંમત [illegible] આના.

# પ્રસ્તાવના.

શિક્ષક તરીકેના અમારા અનુભવમાં હાલના છપાએલા ઇતિહાસ ઈંગ્રેજી ત્રીજા ધોરણ સુધી શીખતા છોકરાઓને ઝાઝા માફકસર આવતા નહીં હોવાથી આ ઇતિહાસમાં બધી જાણીતી તથા અગત્યની બાબદોનો સેહેલી, રસીલી તથા શુદ્ધ ભાષામાં સમાવેસ કરી આ પુસ્તક રચ્યું છે. આ પુસ્તકથી શિક્ષકોની મેહેનત અતી સેહેલ થઈ જશે એવી આશા રાખવામાં આવેછે. કારણ કે આ ચોપડીમાં નજીવી ભલતી બાબદો ઉમેરી નથી, તેમજ શીખવવા લાયકની અગત્યની બાબદો તેમાંથી કાઢીનાંખી નથી. કેટલાક ઇતિહાસ જે હાલમાં નિશાળોમાં ચલાવવામાં આવેછે તે એટલા બધા તો અધુરાછે કે તેમાં અગત્યની બાબદોબી પડતી મુકવામાં આવીછે. એક બનાવને વાસ્તે કોઈ ઇતિહાસમાં શું વરસ તો બીજામાં બીજુંજ જોવામાં આવશે. માટે ઍલ્ફિનસ્ટન, લેથબ્રિજ વગેરે મોટા મોટા ઇતિહાસ કર્ત્તાઓનાં પુસ્તકમાંથી તથા બીજા ઘણાક ઇતિહાસોમાંથી સંભાળ રાખીને ખરાં વરસ લખ્યાં છે. કોઈ ઇતિહાસમાં ધડ પૂછડાં વગરનું લંબાણ ટાહેલું ચલાવ્યું છે, જે આ પુસ્તકમાં જોવામાં આવશે નહીં. મહાન પુરૂષો તથા સ્ત્રીઓના ટુંક હેવાલો, જે હમેશ પરિક્ષામાં પુછવામાં આવેછે, તે આ પુસ્તકમાં સમાવ્યાછે. શીખનારાઓને ઉપયોગી તેમજ સસ્તું પડે એજ મતલબથી રચનારાઓએ આ પુસ્તક રચ્યું છે.

શરૂઆતમાં હિંદુસ્તાનનો નકશો મુખ્ય લડાઈઓ તથા તેનાં વરસ સાથે આપ્યો છે તેથી આશા છે કે અભ્યાસીઓને ઘણો ફાયદો કરશે. અતી સંભાળ છતાંબી જો કાંઈ ખામી શિક્ષકોને આ પુસ્તકમાં માલમ પડે તો તેના રચનારને લખી જણાવ્યાથી બીજી આવૃતીમાં તે પર મોટી ખુશીથી ધ્યાન આપવામાં આવશે.

મેરવાનજી એદલજી દારૂવાલા

તથા

જમશેદજી દોરાબજી મિસ્ત્રિ.

પૂના નવેમ્બર ૧૮૮૧.

## ૪૯૫૧

# હિંદુસ્તાનનો ઈતિહાસ.

## પ્રકરણ ૧ લું.

હિંદુસ્તાન જો કે એક દેશ છે તોપણ તેની મિશ્ર, ખોહોળી વસ્તીને લીધે તે એક ખંડ જેવો છે. એનું અસલ નામ ભરત રાજા પરથી ભરતખંડ, અને તેથીબી જુનું નામ આર્યવર્ત છે કારણ કે તે અસલી આરીયન લોકોની ભૂમી હતી. એની લંબાઇ ૧૯૦૦ માઇલ, પોહોલાઇ ૧૮૦૦ માઇલ, અને ક્ષેત્રફળ ૧૬ લાખ ચોરસ માઇલ છે. તથા વસ્તી આશરે ઓગણત્રીશ કરોડ માણસની છે.

વેદ પ્રમાણે અસલી હિંદુઓના ચાર વર્ગ હતાઃ—બ્રાહ્મણ, એટલે ધર્મ ગુરૂનો વર્ગ. ક્ષત્રી, એટલે રાજા અને લડવૈયાઓનો વર્ગ. વૈશ્ય એટલે ખેડુત, તથા ધંધાદારી અને કારીગરોનો વર્ગ. શુદ્ર, એટલે હિંદુસ્તાનના અસલના મૂળ વતનીઓ, અને નોકરોનો વર્ગ.

બૌદ્ધ ધર્મઃ— ઈ૦ સ૦ ૬૦૦ ની અગાઉ હિંદુસ્તાનમાં બૌદ્ધ ધર્મનો ફેલાવો થયો. એ ધર્મનો સ્થાપનાર શાક્યમુની, ગૌતમ અથવા બુદ્ધ હતો. એ ઈ૦ સ૦ પૂર્વે ૫૯૮ માં જનમ્યો હતો. એ અયોધ્યાના રાજાનો વારસ હતો. તેનું ધ્યાન પ્રથમથીજ ધર્મ સંબંધી બાબદોપર લાગેલું હતું, તેથી તેના બાપે ત્રીશ વરસ સુધી મેહેલમાંજ રાખ્યો હતો તોપણ તે રાજપાટ તથા દુન્યાઈ મોજશોખ ત્યાગ કરી જંગલમાં એકાંતવાસ જઈ રહ્યો. છ વરસ કુદરતનો અભ્યાસ કર્યા પછી તેણે એક નવો ધર્મ સ્થાપ્યો, જેને બૌદ્ધ ધર્મ કહેછે. તે ધર્મના માનનારાઓ હજી પણ ટિબેટ, ચીન, સિઆમ, બ્રહ્મદેશ, સિલોન વગેરે ઠેકાણે છે. દુન્યામાં સૌથી મોટી વસ્તી બૌદ્ધધર્મ પાળ-

નારાની છે. માણસ જાત વચ્ચે કાંઈ પણ તફાવત ન રાખતાં તેઓને એક સરખાં ગણવાં; તથા માણસના મરણ પછી તેઓની કરણી પર તેઓનું સુખ આધાર રાખેછે, અને તે સુખ દુન્યાઈ મોજ શોખ છોડી દઈ કુદરત તરફજ ધ્યાન લગાડવાથી, તથા સાચી રીતે વરતવાથી મળે છે, એ તેનાં ફરમાનો હતાં. એ ઈ૦ સ૦ પૂર્વે ૫૪૩ માં મરણ પામ્યો. પછી વેદ તથા બૌદ્ધ ધર્મના મુળતત્વો પ્રમાણે જૈન ધર્મ ઉત્પન્ન થયો. એ ધર્મના લોકો પ્રાણી માત્રને બીલકુલ ઈજા કરતા નથી. તેઓની વસ્તી ગુજરાત અને કર્ણાટકમાં વિશેષ છે.

હસ્તીનાપુરઃ—ઈ૦ સ૦ પૂર્વે આશરે પાંચ હજાર વરસ ઉપર પાંડવ અને કૌરવ જેઓ પિત્રાઇ હતા તેઓ વચ્ચે કાંઇ જગ્યાના વાંધા બાબદ દિલ્હીની ઉત્તરે પાનીપતના મેદાનમાં એક લડાઈ થઇ. જેમાં પાંડવો જીત્યા, અને દિલ્હીમાં રાજ કરવા લાગ્યા. તેની પેહેલાં તેઓ દિલ્હીથી ૬૦ માઈલ દુર હસ્તીનાપુરમાં રાજ કરતા હતા.

ઉજ્જન:—બ્રાહ્મણ અને બૌદ્ધ ધર્મ પાળનારાઓ વચ્ચે ઝગડો થયો, તેજ વખતે માળવાના ઉજ્જન શેહેરમા વિક્રમ રાજાએ ઈ૦ સ૦ પૂર્વે ૫૭ માં અંધ્રવંશ સ્થાપ્યું. એ ઘણો લડાયક, પણ દયાળુ અને પરોપકારી હતો. વિદ્યાને ઉત્તેજન આપતો. એના વખતથી હિંદુ સંવત ગણાયછે.

પૈઠણઃ—દખણમાં ગોદાવરી નદીને કાંઠે પઠણના મુલકમાં શાલીવાહન નામે મરાઠા રાજા રાજ કરતો હતો. એ ઈ૦ સ૦ ૭૮ માં મરણ પામ્યો. એણે બૌદ્ધ ધર્મનો નાશ કરવામાં બ્રાહ્મણોને ઘણી મદદ કરી. એના મરણ પછી એનું નામ કાયમ રાખવા, દખણમાં એનું વરસ જેને શાક કહેછે તે હજુ ચાલેછે.

અસલના વારામાં હિંદુસ્તાનના લોકો બહુ સુશીલ, ભલા, એક એકના મિત્ર, અને સત્ય બોલનારા હતા. દેશ પણ બહુ રસાળ હતો,

તથા લોકો પણ પૈસે ટકે સુખી હતા. હિંદુસ્તાનમાં દોલત ઘણી છે એવું સાંભળીને દુર દેશના રાજાઓ લલચાઈને એ દેશ લૂટવા આવતા. મુસલમાનોએ એ દેશ જીતી લીધો તે પેહેલાં ઇરાનના બાદશાહ દારાયસે ઈ૦ સ૦ પૂર્વે ૫૧૮ માં હુમલો કરીને સિંધુ નદીને કાંઠે આવેલો મુલક જીતી લીધો હતો. તેના પછી માસિદનના શેહેનશાહ અલેકઝાન્ડર અથવા સિકંદરે પંજાબના હાકેમ પોરસને સતલજ નદીને કાંઠે હરાવ્યો ને પંજાબનો કેટલોક ભાગ જીતી લીધો—ઈ૦ સ૦ પૂર્વે ૩૨૭. પોરસ કેદ પકડાયો પણ તે પોતાના દેશના બચાવને માટે લડ્યો હતો, તેથી તેને ઘણું માન આપીને સિકંદરે તેનું રાજ પાછું સોંપ્યું.

સિકંદરના મરણ પછી તેના રાજ્યના ભાગ થયા. તેમાંનો મોટો ભાગ સેલ્યુકસ નામે તેના એક સરદારને મળ્યો. એ સરદારે મગધ અથવા બાહાર પ્રાંતના રાજા ચંદ્રગુપ્ત સામે સ્વારી કરી, પણ કંઈ ફાવ્યું નહીં ત્યારે તેની સાથે સલાહ કીધી. ચંદ્રગુપ્તનું વંશ મૌર્ય વંશને નામે ઓળખાય છે. ચંદ્રગુપ્તના પૌત્ર અશોકના વખતમાં બૌદ્ધ ધર્મનો ફેલાવો ઘણો થયો હતો. ત્યાર પછી ઘણે વરસે મુસલમાનોએ ઉપરા સાપરી હુમલા કરવા માંડયા, અને એ પ્રમાણે મુસલમાન રાજ્યનો પ્રવેશ હિંદુસ્તાનમાં થયો.

ઈ૦ સ૦ ૭૧૨ માં આરબ લોકોએ બસરાનાં સૂબાના સરદાર મહમદ કાસમની સરદારી તળે સિંધ પ્રાંત જીતી લીધો. ત્યાંનો રજપુત રાજા દાહીર માર્યો ગયો, ને તેની રાજધાની દેવલનગર (કરાંચી) લુટાઇ, ને ત્યાંની વસ્તીનો નાશ થયો. મહમદ કાસમને ઈ૦ સ૦ ૭૧૪ માં ખલીફે પાછો તેડાવ્યો, અને રીબાવીને મારી નાંખ્યો, ત્યારથી આરબોએ સિંધ પ્રાંત ખોઇ દીધો, અને રફતે રફતે રજપૂતોએ પાછો એ પ્રાંત લીધો—ઈ૦ સ૦ ૮૨૮.

---

## પ્રકરણ ૨ જું.

### ઘઝનવી વંશ.

દશામી સદીની શરૂઆતમાં મધ્ય એશિઆમાં બુખારામાં સામાનીસ વંશનું રાજ્ય હતું. એમાંના એક રાજાના ગુલામ અલપ્તગીને ગઝનીમાં સ્વતંત્ર રાજ સ્થાપ્યું. તેની પછી તેનો જમાઇ સબકતગીન ગાદીએ બેઠો. તેના મરણ પછી તેનો દીકરો મહમૂદ ગાદીએ બેઠો.

---

### મહમદ ઘઝનવી ૯૯૭-૧૦૩૦ સુધી.

એ ૯૬૭ માં જનમ્યો હતો. એના બાપનું નામ સબકતગીન હતું. એ ઘણો બહાદુર તથા લોભી હતો. એ વિદ્યા તથા ખેતીવાડીને ઉત્તેજન આપતો. પણ હિંદુસ્તનામાં ઘણી દોલત છે તે મેળવવા માટે તથા ત્યાંના લોકો મુર્તિ પૂજક ધર્મ પાળેછે તેનો નાશ કરી મુસલમાની ધર્મ ફેલાવવાના ઇરાદાથી તેણે હિસ્દુતાન પર બાર સ્વારી કરી.

પેહેલી સ્વારી ઈ૦ સ૦ ૧૦૦૧:—મહમુદે ૧૦૦૦૦ વીણી કાઢેલા સ્વારો લઈને પેશાવરની નજદીક લાહોરના જયપાલ રાજા ઉપર સ્વારી કરી, ને તેને હરાવ્યો. એ રાજાને આગળ સબકતગીને હરાવ્યા હતા અને આ વખતે મહમદે હરાવ્યો તેથી તે પોતાની આબરૂ જતી રહી એમ સમજી પોતાને હાથે ચેહ ખડકી બળી મુઓ.

બીજી સ્વારી ઈ૦ સ૦ ૧૦૦૪:—આ લડાઈમાં મહમદે ભાટીઆના રાજા વિજયરાયને મુલતાનની પાસે હરાવ્યો.

ત્રીજી સ્વારી ઇ૦ સ. ૧૦૦૫:—મહમદે મુલતાનના સરદાર અબલફટાલોદીને હરાવ્યો.

ચોથી સ્વારી ઈ૦ સ૦ ૧૦૦૮-૯:—આ સ્વારીમાં મહમદને અટકાવવાને લાહોરનો રાજા અનંગપાલ પોતાના મોટાં લશ્કર સહીત

દિલ્હી, કનોજ, ઉજ્જન, ગ્વાલિયર, કલીંજર, અને અજમેરના રાજાને લઇને આવ્યો. અને લડાઇ થઇ તેમાં બંને તરફવાળાનાં ઘણાં માણસ મરણ પામ્યાં પણ કોઇની પુરેપુરી ફતેહ થઇ નહીં. એટલામાં અનંગપાળનો હાથી આગના ગોળાથી ચમક્યો ને પોતાના સ્વારને લઇ લડાઇના મેદાનમાંથી નાઠો. આ ઉપરથી એના લશ્કરે એમ ધાર્યું કે અનંગપાળ પોતાનો જીવ બચાવવાને નાઠો હશે તેથી તેઓમાં ફુટ પડી અને સઘળા જીવ લઇને નાઠા. મહમદના લશ્કરે તેમની પછવાડે જઇને તેમનામાંના ઘણાકને મારી નાંખ્યા. ત્યાંથી મહમદ નગરકોટ ગયો, ત્યાંના દેરાંનો નાશ કર્યો, અને તેમાંથી પુષ્કળ દ્રવ્ય મેળવ્યું.

પાંચમી સ્વારી ઈ.સ.૧૦૧૦:—આ વખતે મહમદે મુલતાન હાથ કીધું

છઠી સ્વારી ઈ૦ સ૦ ૧૦૧૪:—મહમદે જમના અને સરસ્વતી વચ્ચે આવેલા થાનેશ્વરના દેરાં ઉપર લુટ ચલાવી. એ સ્વારીમાં પણ તેણે સોનું રૂપું ઘણું મેળવ્યું.

સાતમી અને આઠમી સ્વારી ઈ૦ સ૦ ૧૦૧૫:—મહમદે કાશ્મીર પર બે વાર સ્વારી કીધી; પણ બંને વખત માર ખાઈ પાછું હઠવું પડયું.

નવમી સ્વારી ઈ૦ સ૦ ૧૦૧૮-૧૯:—આ વખતે મહમદ ૧૦૦૦૦૦ ઘોડેસ્વાર તથા ૨૦૦૦૦ પાયદલ લઇને પેશાવરથી નિકળ્યો અને પંજાબ ઓળંગી કનોજ આવી પોહોંચ્યો. તે કાળે હિંદુસ્તાનના દેશી રાજ્યોમાં કનોજ ઘણું ચઢીયાતું ગણાતું હતું. ત્યાંનો રાજા પોતાને હિંદુસ્તાનનો શેહેનશાહ કેહેવડાવતો હતો. એ લડાઇ કર્યા વિના મહમદને તાબે થયો. મહમદ ત્રણ દિવસ ત્યાં રહ્યો ને કાંઈ નુકશાન કર્યા વગર પાછો ફર્યો. અહિંથી નિકળી મહમદ હિંદુઓના દેવ કૃષ્ણની જન્મ ભૂમી મથુરા તરફ ગયો અને ત્યાંની સોના તથા ઝવેરથી મ-

દેલી મૂર્તિનો નાશ કરી સઘળો ખજાણો ઉંટપર લાદી તથા ૫૩૦૦૦ કેદીઓ પકડી ઘિઝની ગયો. ત્યાં તેમને બબે રૂપીએ વેચ્યા.

દશામી અને અગીઆરમી સ્વારી ઇ૦ સ૦ ૧૦૨૨-૨૩:—કનોજનો રાજા લડયા વિના તાબે થયો માટે કલીંજરના રાજાએ તેના પર સ્વારી કરી તેને માર્યો. આ સાંભળી મહમદે કલીંજરના રાજ્ય ઉપર ચઢાઈ કરી અને તે રાજાને હરાવ્યો.

બારમી સ્વારી ઇ૦ સ૦ ૧૦૨૪-૧૦૨૫—આ છેલ્લી સ્વારી મહમદે ગુજરાતમાં સોમનાથના દેરાં ઉપર કરી. અજમેરથી નિકળી ગુજરાતની અસલી રાજધાની અણહિલવાડ સુધી વગર અટકાવે મહમદ આવી પોહોંચ્યો. આ દેરાંનો બચાવ કરવાને જે રજપુત રાજા તથા ગુજરાતના મુખ્ય સરદારો આવ્યા હતા તેમાં ચામુડનો પાટવી કુંવર વલભસેન તથા તેનો ભત્રિજો ભીમદેવ મુખ્ય હતા. એ લડાઈ ત્રણ દિવસ સુધી ચાલી, તેમાં આખરે રજપૂતો હાર્યા, અને મહમદે દેરાંમાં પેસી મુર્તિનો નાશ કર્યો. પાછા ફરતી વખતે જે રસ્તે મહમદ હિંદુસ્તાનમાં આવ્યો હતો તે રસ્તો ભીમદેવ એક મોટાં લશ્કર સાથે ઘેરી બેઠો હતો, તેથી તેને સિંધુની પુર્વના રેતીના મેદાનને રસ્તે જવું પડયું. એ મેદાનમાં પાણીની તંગાસને લીધે તેનાં હજારો માણસો મરી ગયાં. એ રીતે બાપડા હિંદુઓને મારી નાંખવા જે મુસલમાનો હોંસે હોંસે આવ્યા હતા તેઓ ખરે બપોરે પાણી વિના તરફડી તરફડીને મુઆ. મહમદ ફરીથી હિંદુસ્તાનમાં આવ્યો નહી; પણ ઇરાન જીતી લીધા પછી થોડેક દહાડે ૬૩ વરસની ઉમરે મરણ પામ્યો—ઇ૦ સ૦ ૧૦૩૦. પોતે એકઠી કરેલી દોલત જોઇને એને ઘણું રડવું આવ્યું.

એણે ગિઝનીમાં એક મદ્રેસા સ્થાપી હતી. એના વખતમાં શાહાનામાનો બનાવનાર ફીરદુશી વગેરે બીજા વિદ્વાનો થઈ ગયા. એને

"આઇકોનોકલેસ્ટ" એટલે મૂર્તિનો તોડનાર કહેછે. એણે એક મસીદ બંધાવી હતી, જેને "સીલસચિઅલ બ્રાઇડ" કહેતા.

મહમદના વંશજોઃ—સુલતાન મહમદના મરણ પછી એના વંશમાં કુસંપ ચાલવાથી એણે જે જગાઓ જીતી લીધી હતી તે સઘળી હિંદુ રાજાઓએ પાછી હાથ કરી લીધી. એ વંશનો છેલ્લો રાજા ખુશરૂ લાહોરમાં રાજ કરતો હતો. તેના ઉપર મહમદ ઘોરીએ ચઢાઈ કરી તે રાજ જીતી લીધું.

---

## ઘોરીવંશ* ૧૧૮૬ થી ૧૨૦૬.

### મહમદ ઘોરી ૧૧૮૬-૧૨૦૬.

એણે બેહરામના દીકરા ખુશરૂને લાહોરમાંથી હાંકી કાઢયો અને તે રાજ પોતાને હાથ કર્યું. એ ઇ૦ સ૦ ૧૧૭૩ માં ગીજનીની ગાદીએ બેઠો. ત્યાર પછી તેણે મુલતાન તાબે કર્યું ને ગુજરાતપર ચઢી આવ્યો. ઇ૦ સ૦ ૧૧૭૮. પણ બાળમૂળરાજના કાકા ભીમદેવે તેને હરાવી પાછો કાઢયો. ૧૧૯૧ માં મહમદ ઘોરીએ અજમેર ઉપર ચઢાઈ કીધી પણ ત્યાંના રાજા પૃથુરાજે તેને થાનેશ્વર આગળ હરાવ્યો. પછી રજપુતો માંહોમાંહે લડીને કમજોર થઇ ગયા હતા તેવામાં સને ૧૧૯૩ માં મહમદ એક વધારે બળવાન ફોજ લઇને પાછો આવ્યો, પાછી થાનેશ્વર આગળ લડાઇ થઇ તેમાં પૃથુરાજ હાર્યો અને માર્યો ગયો. પછી કુતબુદીન નામે તેના ગુલામને હિંદુસ્તાનનો સુબો ઠરાવી તે સ્વદેશ ગયો. એ સુબાએ દિલ્હીમાં રાજધાની કરીને બીજાં શેહેરો જીત્યાં. ૧૧૯૪ માં મહમદ ઘોરીએ આવી કનોજના રાજા જયચંદરાયને હરાવી, તેનો દેશ

---

*અફગાનીસ્તાનની ઊત્તરે આવેલા ઘોર પ્રગણામાં મહમદ ઘોરી જનમ્યો હતો તેથી એ વંશનું નામ ઘોરી વંશ પડ્યું.

જીતી લીધો, ને કાશી જઈ ત્યાંનાં દેહેરાં ભાંગી તથા શિવલિંગો અને મૂર્તિઓને તોડી શેહેરો અને ગાંમડાં લૂટયાં. એના બીજા સરદાર બખ્ત્યાર ખીલજીએ ૧૧૯૯ માં બહાર પ્રાંત, અને ૧૨૦૩ માં બંગાલા પ્રાંત તાબે કીધો. મહમદ ઘોરીએ મહમદ ધિઝનીની માફક નવ વખત હિંદુસ્તાનપર ચઢાઇ કીધી. છેલ્લી સ્વારી પછી ધિઝની તરફ પાછો ફરતાં તે સિંધુ નદીને કાંઠે છાવણી નાંખી સૂતો હતો તે વખતે પંજાબની ઉત્તર તરફના પાહાડોની એક ગકર જાતની ટોળી તેના તંબુમાં પેઠી અને ચોકીવાનને મારી તેને મારી નાંખ્યો. ઇ૦ સ૦ ૧૨૦૬.

---

## ગુલામી વંશ ૧૨૦૬ થી ૧૨૯૦.

### કુતબુદીન ૧૨૦૬-૧૨૧૦.

એ ગુલામી વંશનો પેહેલો બાદશાહ હતો. નીશાપુર નામે ઇરાનમાં એક શેહેર છે, ત્યાનાં રેહેવાસીનો એ ગુલામ હતો. એ ઘણો ચંચલ માલમ પડયાથી એના ધણીએ એને વિદ્યા તથા હુનરમાં સારી તાલીમ આપી હતી. એના ધણીના મરણ પછી એને શાહબુદીન ઘોરીએ વેચાતો લીધો, અને એ ઘણો વફાદાર, વિશ્વાસુ, તથા હિંમતવાન માલમ પડવાથી તેને ધીમે ધીમે મોટી પદવીએ ચઢાવ્યો, તથા પોતાને કાંઈ પુત્ર ન હતો તેથી તેને પોતાનો છોકરો કરી લીધો. કુતબુદીન ઘણો ઉદાર, પ્રમાણીક અને દયાળુ હતો. શાહબુદીન જીવતો હતો તે વખતમાં તેણે અજમેર જીતી લીધું હતું, તથા ગવાલિયરનો કિલ્લો લાંબી મુદત સુધી ઘેરો ઘાલીને લીધો હતો, તથા ગુજરાતમાં પેસી અણહીલપુર લીધું હતું. એણે દિલ્હીમાં એક મિનારો બંધાવ્યો તેને કુતુબમિનાર કહેછે. એ ૧૨૧૦ માં મરણ પામ્યો. એની પછી એને છોકરો આરામ ગાદીએ બેઠો.

## આરામ ૧૨૧૦–૧૨૧૦.

એ ઘણો નબળો હોવાથી એના વખતમાં દરેક ઠેકાણે બળવા ઉઠયા. એનો બનેવી અલ્તમસ એને ગાદીએથી ઉઠાડી મુકી પોતે બેઠો.

---

## અલ્તમસ ૧૨૧૦–૧૨૩૫.

એ એક તુર્કિ ગુલામ હતો. એ ઘણો હિંમતવાન હોવાથી આગળ જતાં મોટી પદવીએ ચઢયો, અને કુતબુદીને પોતાની છોકરી સાથે એને પરણાવ્યો. એણે બંગાલા, બહાર, ગ્વાલ્યર, તથા ઉજ્જન જીતી લીધાં અને વિક્રમ રાજાનું બાવલું ભાંગી નાખ્યું. જંગીસખાં નામનો તુર્કિ લોકનો સરદાર એના વખતમાં ઈ. સ. ૧૨૧૭ માં એક જબરી ફોજ લઈ સિંધુ નદીનો સઘળો મુલક ઉજડ કરતો વધી આવ્યો. અલ્તમસ ૧૨૩૫ માં મરણ પામ્યો. પછી એનો છોકરો રૂકનુદીન ગાદીએ બેઠો.

---

## રૂકનુદીન ૧૨૩૫–૧૨૩૬.

રૂકનુદીન માઠી ચાલનો રાજા હતો. એણે માત્ર સાત મહિના રાજ કર્યું એટલામાં એની બેન રજીઆ બેગમે એને ગાદી ઉપરથી ઉઠાડી મુકયો.

## રજીઆ બેગમ ૧૨૩૬–૧૨૩૯.

એ ઘણી ખુબસુરત, ભણેલી અને ચાલાક સ્ત્રી હતી. એણે કેટલાએક દીવસ સુધી પોતાનું રાજ બહાદુરીથી ને વાજબી રીતે ચલાવ્યું, પણ પાછળથી જમાલ નામના ગુલામ સાથે પ્યારમાં પડવાથી એના રાજમાં બખેડા થયા અને એક અલતુન્યા નામના તુર્કિ સરદારે તેને કેદ કરી; પણ જ્યારે તેની સાથે પરણવાનો કોલ આપ્યો

ત્યારે તે સરદારે તેને છોડી મુકી. ઈ. સ. ૧૨૩૯ માં એના ભાઈ બેહેરામે એને પાછી કેદ પકડી મારી નખાવી.

---

## બેહરામ ૧૨૩૯-૧૨૪૧.

એ બેઅકલી ને તામસી, તથા નબળો અને ઘાટકી રાજા હતો. ઈ. સ. ૧૨૪૧ માં મોગલ લોકોએ લાહોર ઉપર હુમલો કર્યો, તેઓને કાઢવાને એણે લશકર મોકલ્યું, તેણે બંડ કરી એને મારી નાખ્યો.

---

## મસુદ ૧૨૪૧-૧૨૪૬.

એ રૂકનુદીનનો છોકરો હતો અને ઘણો ઘાતકી તથા નઠારી ચાલનો હતો. એના વખતમાં મોગલ લોક બે વાર ચઢી આવ્યા. પણ તેમને એણે હાંકી કાઢયા. ઈ. સ. ૧૨૪૬ માં નારાઉદીન મહમદ તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકી પોતે બેઠો.

---

## નારાઉદીન ૧૨૪૬-૧૨૬૫.

આ સુલતાન સદગુણી હતો. એ વિદ્યાને ઉત્તેજન આપતો, પોતાની રૈયતનો બચાવ કરતો, ને ગરીબનો મિત્ર હતો. એ પોતાનો સઘળો વખત અભ્યાસ કરવામાં ગુજારતો. ગ્યાસુદીન બલબન એનો મુખ્ય પ્રધાન હતો. એના રાજનો સઘળો વહીવટ એજ ચલાવતો હતો. નારાઉદીન પોતાના વજીરની છોકરી સાથે પરણ્યો હતો. એ એક મોટા રાજનો ધણી હતો તે છતાં પોતાનો સઘળો ખરચ ચોપડી લખી ચલાવતો અને કોઈ ચાકર નહીં રાખતાં પોતાના ઘરનો સઘળો વહીવટ પોતાની સ્ત્રી પાસે કરાવતો હતો.

---

## ગ્યાસુદીન બલબન ૧૨૬૫-૧૨૮૭.

નાશરૂદ્દીન મહમદના વખતમાં એણે ઘણી સારી રીતે રાજ્ય ચલાવ્યું હતું તેથી નાશરૂદ્દીનના મરણ પછી ઉમરાવોએ એને ગાદી આપી. એ અલ્તમસનો ગુલામ ને જમાઈ હતો. તુર્ક ઉમરાવો નજરમાં આવે તેને ગાદીએ બેસાડતા ને ઉઠાડતા તેઓની સત્તા એણે તોડી. તાતાર લોકના હુમલાથી જે રાજા રાજ છોડી દઇ નાશી ગયા હતા તેઓ દીલ્હીમાં આવી એને આશરે રહ્યા હતા. એની દરબારમાં અમીર ખુશરૂ વિગેરે બીજા મોટા કવીઓ અને વીદ્વાનો હતા. મેવાડના રજપુતો એની સામે થયા માટે એણે તેઓમાંના એક લાખ માણસોને મારી નાખ્યાં. બંગાળાના હાકેમ તોગ્રલે બળવો કીધો હતો તે એણે સમાવ્યો. એનો પાટવી કુંવર મહમદ જે વિદ્યાને આશરો આપતો તે પંજાબમાં મોગલ લોકની સામે લડતાં માર્યો ગયો. એ દુઃખથી સુલતાન પોતે ૮૦ વર્ષની ઉમ્મરે ઈ. સ. ૧૨૮૭ માં મરણ પામ્યો. એણે પોતાના પાટવી કુંવર મહમદના છોકરા કૈખુશરૂને પોતાની ગાદી સોંપી હતી.

---

## કૈકુબાદ ૧૨૮૭-૧૨૯૦.

ગ્યાસુદીને કૈખુશરૂને રાજ આપવાને કહ્યું હતું તે છતાં ઉમરાવોએ ગ્યાસુદીનના બીજા છોકરા બકારાખાન જે બંગાળાનો સુબો હતો તેના છોકરા કૈકુબાદને ગાદીએ બેસાડયો. એ ઘણો આળસુ અને ખરાબ લતમાં પડયો હતો. એણે પોતાના પિતરાઇ ભાઇને મારી નખાવ્યો. એણે પોતાનું રાજ પોતાના વજીર નીજામુદ્દીનને સોંપ્યું હતું. તે લોકો ઉપર ઘણો જુલમ ગુજારતો અને જેઓ એની સામે થતા તેઓને મારી નાખતો. એ વજીર પાદશાહને ખોટું સમજાવીને

તેના બાપ બકારાખાન સાથે કજીયો કરાવ્યો ને તેની સામે લડવા મોકલ્યો, પણ તેઓએ સલાહ કરી. પછી તે વજીરને કૈકુબાદે ઝેર દઈ માર્યો. કૈકુબાદ ગુલામી વંશનો છેલ્લો પાદશાહ હતો. એના વખતમાં એટલે ઇ. સ. ૧૨૯૦ માં જલાલુદ્દીન ખિલજી જેને એ બાદશાહે પાછળથી પોતાનો વજીર કીધો હતો, તે આ સુલતાનને તથા તેના છોકરાને મારી નાખી ગાદીએ બેઠો.

---

## ખીલજી વંશ ૧૨૯૦–૧૩૨૦.

### જલાલુદ્દીન ખીલજી ૧૨૯૦-૧૨૯૫.

એ ખીલજી વંશનો પેહેલો પાદશાહ હતો. અલાઉદ્દીન નામે એક શુરો પણ દુષ્ટ સરદાર એનો ભત્રિજો થતો હતો. એ સરદારે બુદેલખંડ તથા માલવામાં ગડબડ મટાડી ત્યાં સારો બંદોબસ્ત કર્યો તેથી બાદશાહે એને અયોધ્યાનો સુબો બનાવ્યો. જલાલુદ્દીનનાં વખતમાં મોગલો દીલ્હીના ઝાંપા સુધી ચઢી આવ્યા પણ તેમને એણે હાંકી કાઢયા હતા. પછી અલાઉદ્દીન ૮૦૦૦ વિણી કાઢેલા સ્વારો લઇ નર્મદા નદી ઓલંગી દેવગિરી જેને હમણા દોલતાબાદ કહેછે ત્યાં ગયો અને તેના રાજા રામદેવને તાબે કીધો. તેની કનેથી ઇલીચપુર શેહેર તથા પુષ્કળ ધન લઈ એ દીલ્હી પાછો ફર્યો. જલાલુદ્દીન થોડા સ્વારો સહીત સામો ભેટવા ગયો એટલે તે દુષ્ટ ભત્રિજાએ દગાથી તેને મારી નાખ્યો. આ ખબર સાંભળતાં તેની બેગમે પોતાના બાળ કુંવર ઈબ્રાહીમની દુવાઈ ફેરવી. પણ અલાઉદ્દીન બાદશાહનો ખિતાબ ધારણ કરી તેની સામો થયો ને તેને તથા બેગમને દગાથી પકડી મંગાવી નિર્દયપણે મારી નખાવ્યાં.

---

## અલાઉદ્દીન ૧૨૯૫–૧૩૧૫.

એ સ્વભાવે જંગલી ને ઘાટકી હતો. એને ખુની પણ કહેતા. એના વખતમાં મોગલોએ સાત વાર હુમલા કર્યા. લડાઈઓમાં જે મોગલો પકડાતા તેને એ મારી નખાવતો. ઈ. સ. ૧૨૯૭ માં એણે ગુજરાતપર ચઢાઈ કરીને તેની રાજધાની અણહીલવાડનો નાશ કીધો. ત્યાંનો રાજા કરણ નાશી ગયો અને તેની રાણી કમળાદેવી જે હિંદુસ્તાનમાં સર્વથી ઘણી ખુબસુરત ગણાતી તેની જોડે એણે પાછળથી લગ્ન કર્યું. આ રાણીની છોકરી દીવાળી દેવી દક્ષિણમાં અલીફખાંની સ્વારીમાં પકડાઈ તેને અલાઉદ્દીને પોતાના વડા છોકરા ખિજરખાં સાથે પરણાવી. ખંભાતમાંથી અલાઉદ્દીને કેટલાક ગુલામો પકડયા હતા તેમાં એક ઘણો રૂપાળો ને બુધિવાન કાફુર નામે હતો, તેને અલાઉદ્દીને પોતાનો વજીર કીધો. કાફુરે દખણમાં ચાર સ્વારી કરી, ને કોમોરિન ભૂશિર સુધીનો સઘળો મુલક અલાઉદ્દીનને તાબે કર્યો. પછી અલાઉદ્દીનનો ભત્રિજો સુલેમાન એને મારી ગાદીપતિ થવાની કોશિશમાં નિષ્ફળ થયો ને આખરે પોતેજ અલાઉદ્દીનના હાથથી માર્યો ગયો. એણે ઈ. સ. ૧૩૦૩ માં ચિતોડ હાથ કર્યું અને તેના રાજાને કેદ કીધો. ઈ. સ. ૧૩૧૫ માં એના વજીરે એને ઝેર દઈ મારી નાખ્યો.

---

## ઉમર ૧૩૧૫–૧૩૧૬.

કાફુરે અલાઉદ્દીનના નાની વયના ચોથા છોકરા ઉમરને ગાદી સોંપીને તેને નામે પોતે રાજ ચલાવવા માંડયું. જે બે શાહજાદાઓને તેણે કેદ કર્યા હતા તેમની આંખો ફોડી ને ત્રીજા મુબારકનો જીવ લેવાને મારા મોકલ્યા. પોતાનાં બધાં રત્નો ને ઘરેણાં એ મારાને આપી તેમનાથી મુબારક બચ્યો. પછી તેજ ખુની લોકોએ કાફુરને મારી નાખ્યો અને મુબારકે રાજ્યનો કબજો લીધો,

---

### મુબારક ૧૩૧૬-૧૩૨૦.

એણે પોતાના નાના ભાઈ ઉમરની આંખો ફોડી નખાવી અને જેની મદદથી પોતાને ગાદી મળી હતી તેઓને મારી નખાવ્યા. ખુશરૂખાં નામનો એક વટલેલ હિંદુ જે જાતે ઢેડ હતો તેને એણે પોતાનો વજીર કર્યો. મુબારકે દક્ષિણ ઉપર સ્વારી કરી અને રામદેવના જમાઈ હરપાળને પકડી તેની જીવતાં ચામડી ઉતારી નખાવી. એ વિષયી હતો અને મોજશોખમાં મસ્યો રહેતો તેથી એના રાજમાં ઘણા બળવા થયા. ઈ. સ. ૧૩૨૦ માં એનો વજીર ખુશરૂખાં કેટલાક હથીઆરબંધ માણસો લઈ તેના સુવાના ઓરડામાં દાખલ થયો અને તેને તથા અલાઉદીનના પાદશાહી કુટુંબના એકેએક મરદને મારી નાખી પોતે ગાદીએ બેઠો. પણ તેજ વર્ષમાં ઘાજીખાં તઘલખ નામના પંજાબના હાકમે ખુશરૂને મારી નાખ્યો.

## તઘલખ વંશ ૧૩૨૦ થી ૧૪૧૨.

### ઘાજીખાં તઘલખ ૧૩૨૦-૧૩૨૫.

ખુશરૂના મરણ પછી ખિલજી વંશનો કોઈ પુરૂષ ગાદીએ આવવાને લાયક નહીં હોવાથી ઉમરાવોએ ખુશીથી પંજાબના હાકેમ ઘાજીખાં તઘલખને સુલતાન ઠેરવ્યો. એ ગાદીએ આવ્યો ત્યારે એનું નામ ગ્યાસુદીન પાડયું. એણે ખેડુતનાં હકમાં લાભકારી કાયદા કાઢયા. ઈ. સ. ૧૩૨૫ માં બંગાળા તરફથી પાછા ફરતાં એની ઉપર એક ડેરો તુટી પડવાથી એ મરણ પામ્યો. એ ડેરો એના દીકરા શાહજાદા મહમદે ઉભો કરાવ્યો હતો અને તે વખતે પોતે હાજર નહીં હતો તેથી એવો શક જાયછે કે એમાં એનું કંઈ કાવતરૂં હશે. ગ્યાસુદીને દીલ્હી પાસે તઘલખાબાદ નામે એક કિલ્લો બંધાવ્યો હતો.

## મહમદ તઘલખ ૧૩૨૫-૧૩૫૧.

એ ઉદાર, ચતુર, ને ભણેલો હતો; પણ એની પછવાડેની ચાલ એક ઘેલા માણસ સાથ સરખાવી શકાય એવી હતી. માળવાનો સુબો એ પાદશાહનો ભત્રિજો થતો હતો, તેની એણે જીવતાં ચામડી ઉતારી નખાવી. એના રાજમાં જગે જગ બંડ થયાં તે એ સમાવી શક્યો નહીં. એણે ઈરાન અને ચીન દેશ ઉપર હુમલો કરવા સારૂ એક લાખ માણસનું લશ્કર મોકલ્યું, પણ હીમાલય પર્વત ઓળંગતાં સઘળાનો નાશ થયો. એણે પોતાની રાજધાની દિલ્હીમાંથી ફેરવી દક્ષિણે દોલતાબાદમાં લઈ જવાનો ઠરાવ કર્યો, અને પોતાની રૈયતને ત્યાં જઈ વસવા ફરમાવ્યું. તેથી હજારો માણસો રસ્તામાં રખડી મુવાં. જ્યારે જુલમ અને ભારે કરથી કંટાળી એની રૈયત જંગલમાં નાસી જતી ત્યારે પોતાના લશ્કર પાસે તેનો શિકાર કરાવતો. એક વખતે એનો દાંત પડી ગયો તેને બાદશાહી દબદબાથી દટાવી તે ઉપર એક કિમતી ઘોર ચણાવી. પીતળનાં નાણાં ચલાવવાની કોશેશ કરી તેથી પણ લોકની ખરાબી થઈ. સિંધમાં બળવાખોરોની પછવાડે જતાં ઈ૦ સ૦ ૧૩૫૧ માં ઠઠ્ઠા શેહેરમાં એ મરણ પામ્યો.

---

## ફીરોઝશાહ ૧૩૫૧-૧૩૮૮.

મહમદ તઘલખની પછી એનો ભત્રિજો ફિરોજશાહ ગાદીએ બેઠો. એ પરોપકારી, ભોળો અને દયાળુ હતો. શીકારનો તેને ઘણો શોક હતો. સતલજ નદી ઉપર ફિરોજાબાદ શેહેર વસાવાથી એને ફિરોજુદીન પણ કહેતા. એણે સલાહ સંપજથી રાજ કારભાર રૂડી રીતે ચલાવી પોતાની રૈયતને સુખી કરી. રૈયતના સુખને સારૂ પુલો, મસીદો, મદ્રેસા વગેરે કેટલાંએક જાહેર બાંધકામો બંધાવ્યાં તથા ખેતીની

આબાદી સારૂ જમના અને સતલજ વચ્ચે નેહેરો બંધાવી. એણે પોતાના રાજમાંથી ધાટકી શિક્ષા કાઢી નાંખી. એ ઇ૦ સ૦ ૧૩૮૮ માં પોતાની ૯૦ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો.

---

## ગ્યાસુદીન બીજો ૧૩૮૮-૧૩૮૯.

એ ફિરોજનો પૌત્ર થતો હતો. રાજકાજ પ્રધાનોને સોંપી પોતે મોજ શોખમાં મચ્યો રહ્યો. એવામાં શેહેરમાં બંડ ઉઠયું, તેમાં એ મરણ પામ્યો.

---

## અબુબકર ૧૩૮૯-૧૩૮૯.

ગ્યાસુદીનના મરણ પછી ફિરોજનો અબુબકર નામે બીજો પૌત્ર સુલતાન થયો. એણે ઝાઝા દિવસ રાજ ભોગવ્યું નહીં. ફિરોજનો કુંવર નાશરૂદીન એને મારી ગાદીએ બેઠો.

---

## નાશરૂદીન ૧૩૮૯-૧૩૯૨.

ત્રણ વરસ રાજ કરી એ મરણ પામ્યો. એની પછી એના છોકરા હુમાયુંએ સિકંદર નામ ધારણ કરી માત્ર ૪૫ દિવસ રાજ કર્યું. તેની પછી ફિરોજનો પૌત્ર બીજો મહમદ ઇ૦ સ૦ ૧૩૯૨ માં ગાદીએ આવ્યો.

---

## બીજો મહમદ ૧૩૯૨-૧૪૧૨.

એ ઘણો નબળો બાદશાહ થઇ ગયો. એના વખતમાં બારે ખંડ થયાં ને બાકી રહેલા પ્રાંતોના સુબેદારો સ્વતંત્ર થયા. તૈમુર નામના એક તુર્કિએ ઇ૦ સ૦ ૧૩૯૮ માં દિલ્હીપર સવારી કરી. મહમદશાહ ગુજરાત ભણી નાઠો, ને તૈમુર દિલ્હીમાં પેઠો. એણે પાંચ દીવસ સુધી શેહરમાં બારેલૂટ અને કતલ ચલાવી. દિલ્હી શેહેર ઉજડ કરી, અને

અગણિત બંધવાઓ લઇ એ પાછો ફર્યો. એવું કહેછે કે કુચ કરવામાં બંધવાઓ તરફથી એને હરકત પડી, તેથી ૧૫ વરસનાઓને રાખી બીજાઓને એણે કતલ કરાવ્યા. એના મુખ્ય શેહેરો બુખારા તથા સમરકંદ હતાં. તૈમુર ઇ૦ સ૦ ૧૪૦૩ માં સમરકંદમાં મરણ પામ્યો. તૈમુરના ગયા કેડે મહમદ ગુજરાતથી પાછો ફર્યો, ને ઇ૦ સ૦ ૧૪૧૨ સુધી નામની બાદશાહી ભોગવી. એના મરણ પછી રાજનો અધિકાર દૌલતખાં લોદીને હાથ આવ્યો. એના હાથમાંથી ખીજરખાં નામે સૈયદે રાજ છીનવી લીધું. ઇ૦ સ૦ ૧૪૧૪.

## બ્રાહ્મણી વંશનું મુસલમાની રાજ્ય.

એ રાજ્ય ઇ૦ સ૦ ૧૩૪૭ માં જાફરખાં નામના મુસલમાને દિલ્લીની ગાદીથી સ્વતંત્ર થઇને ગુલબર્ગામાં સ્થાપ્યું હતું. એ પેહેલાં ગંગો નામે બ્રાહ્મણનો ગુલામ હતો. એ બ્રાહ્મણે જાફરખાંને ભવિષ્ય કહી સંભળાવ્યું હતું કે તે કોઈ દીવસે રાજ ગાદી સ્થાપશે. આથી જાફરખાંએ પોતાના શેઠને વચન આપ્યું કે જો પોતે તેવી હાલતે પુગે તો પોતાના રાજનું નામ શેઠના નામથી ચાલુ કરવું. તેથી તેના રાજને, ગંગો બ્રાહ્મણી પાદશાહી કહેછે. ઇ૦ સ૦ ૧૪૮૪ પછી તેના નીચે પ્રમાણે પાંચ ભાગ થયાઃ—

૧.—બીજાપુરમાં. આદીલશાહી. એની સ્થાપના ૧૪૮૯ માં થઇ. ઇ૦ સ૦ ૧૬૮૬ માં ઔરંગજેબે એ રાજ્ય પોતાના મુલક સાથે જોડી નાખ્યું.

૨.—ગોલકોંડામાં. કુતુબશાહી. ૧૫૧૨ માં થયું. ઔરંગજેબે ૧૬૮૭ માં જોડી નાખ્યું.

૩.—અહમદનગરમાં. નીઝામશાહી. ૧૪૯૦ માં થયું. શાહજાંહે ૧૬૩૭ માં જોડી નાખ્યું.

૪.—બીગારમાં. ઈમાદશાહી. ૧૪૮૪ માં થયું. એનું મુખ્ય શેહેર ઈલીચપુર હતું. અહમદનગરના રાજાએ ઈ૦ સ૦ ૧૫૭૨ માં તાબે કર્યું.

૫.—બિદરમાં. બરીદશાહી. ૧૪૯૯ માં થયું. અકબરે ઈ૦ સ૦ ૧૫૯૯ માં જોડી નાખ્યું.

---

## સૈયદ વંશ ૧૪૧૪ થી ૧૪૫૦.

### સૈયદ ખીજરખાં ૧૪૧૪-૧૪૨૧.

તૈમુરે એને મુલતાનનો સુબેદાર ઠરાવ્યો હતો. એણે દિલ્હી જીતી લઈ સુલતાનપદ ધારણ કર્યા વિના સાત વરસ રાજ કર્યું, એટલો વખત ખાઈ પીને આળસમાં કાઢયો. એની પછી એનો છોકરો મુબારક ગાદીએ બેઠો.

### સૈયદ મુબારક ૧૪૨૧-૧૪૩૩.

મોગલો એના રાજમાં ચઢી આવતા હતા તેઓ સાથે, અને ગોહીલ ખંડ તાબે કરવાને એણે લડાઈઓ કીધી. એના વજીરે એને મારી નં ખાવી એના ભત્રીજા મહમદને ગાદી સોંપી.

### સૈયદ મહમદ ૧૪૩૩-૧૪૪૩.

થોડા વખત સુધી એણે હોશીયારીથી રાજ કર્યું પણ પાછળથી મોજશોખમાં પડયો. જવાનપુર તથા માળવાના સુલતાનોએ એના પ્રાંતો જીતી લીધા. અમીરોએ એની સામે થઇ એના છોકરા આલમશાહને ગાદી સોંપી.

### સૈયદ આલમ ૧૪૪૩-૧૪૫૦.

એના વખતમાં બહલોલ લોદીએ દિલ્હીનો કબજો લીધો, ને આલમે રાજીનામું આપી ગાદી છોડી દીધી.



# લોદીવંશ ૧૪૫૦ થી ૧૫૨૬.

## બહલોલખાં લોદી ૧૪૫૦-૧૪૮૮.

એના વખતથી દિલ્હીનું રાજ સુધરવા લાગ્યું. એણે જુવાન પૂરના સુલતાન સામે ૨૬ વરસ લડાઈ કરીને આખરે તે પ્રાંત પોતાને તાબે કર્યો. પંજાબથી બંગાળા સુધીનો મુલક એને તાબે હતો.

---

## સિકંદર લોદી ૧૪૮૮-૧૫૧૭.

બહલોલખાંલોદીના મરણ પછી એનો છોકરો સિકંદરલોદી ગાદીએ બેઠો. એણે બહાર પ્રાંત પોતાના રાજ સાથે જોડી નાંખ્યો. એણે હિંદુઓના દેહેરાં તોડયાં ને તેમને ધર્મને માટે દુઃખ દીધું. એના રાજમાં ઘણાં બંડ થયાં તે એણે સમાવ્યાં. એની રાજધાની આગ્રામાં હતી. એની પછી એનો છોકરો ઇબ્રાહીમ ગાદીએ બેઠો.

---

## ઇબ્રાહીમ લોદી ૧૫૧૭-૧૫૨૬.

એ ઘણો નિર્દય અને અભીમાની હોવાથી તેના કારભારીઓને અણગમતો થઇ પડયો. આ કારણથી પંજાબના હાકેમ દોલતખાંલોદીએ બાબરને મદદે બોલાવ્યો. ઇ૦ સ૦ ૧૫૨૬ માં બાબર અને ઇબ્રાહીમને પાણીપતના મેદાનમાં લડાઈ થઇ તેમાં ઇબ્રાહીમ હાર્યો, ને લોદીવંશનો અંત આવ્યો.

---

# પ્રકરણ ૩ જું.

## મુગલવંશ ૧૫૨૬ થી ૧૫૪૦ અને ૧૫૫૫-૧૮૫૭.

### બાબર ૧૫૨૬-૧૫૩૦.

એ તૈમુરની ઓલાદનો છઠ્ઠો પુરૂષ હતો. એ ઈ. સ. ૧૪૮૨ માં જનમ્યો હતો, અને કાબુલની ઉત્તરે ફરગાન નામના પ્રાંતમાં ૧૪૯૪ માં ગાદીએ બેઠો. ત્યાર પછી એણે ૧૫૦૪ થી ૧૫૨૬ સુધી કાબુલમાં રાજ કીધું. એ વખતે દિલ્હીનું રાજ ઇબ્રાહીમ લોદીના હાથમાં હતું. તે ઘણો નિર્દય અને મગરૂર હતો, તથા રયતપર ઘણો જુલમ પાડતો તેથી કંટાળીને, પંજાબના સરદાર દોલતખાંએ બળવો કર્યો, અને બાબરને દિલ્હીનું રાજ્ય જીતવાને બોલાવ્યો. ઈ. સ. ૧૫૨૬ માં બાબરે ઇબ્રાહીમ લોદીને પાણીપતની લડાઈમાં હરાવ્યો. એ મેદાન દિલ્હીની ઉત્તરે આવેલું છે એ લડાઇમાં ઇબ્રાહીમ લોદી માર્યો ગયો, ને એ લડાઇથી દિલ્હી ને આગ્રા શેહેરો, તથા તેઓની આસપાસનો થોડો મુલક બાબરને હાથ આવ્યો, ને મુગલ વંશનો હિંદુસ્તાનમાં પાયો નખાયો. ઈ. સ. ૧૫૨૭ માં સિકરીની લડાઇમાં એણે અજમેર તથા મેવાડના રાજા સંગને હરાવ્યો. તે રજપૂત રાજાને હસનખાં તથા લોદીવંશના બીજા સરદારોએ એ લડાઇમાં મદદ આપી હતી તોપણ તે હાર્યો. ત્યાર પછી બાબરે ચંદેરીના કિલ્લાને ઘેરો ઘાલ્યો—ઈ. સ. ૧૫૨૮. એ વખતે રજપૂતોનો સરદાર મેદનીરાય હતો. રજપૂતોએ ઘણી બહાદુરીથી પોતાનો બચાવ કર્યો, પણ જ્યારે તેઓનું કાંઈજ ચાલ્યું નહીં ત્યારે તેઓએ પોતાના બૈરાં છોકરાંને પેહેલાં મારી નાખ્યાં, અને પછી બધા રજપુતો માર્યા ગયા ત્યાં સુધી તેઓ ઘણી બહાદુરીથી લડયા. એ ઘેરા પછી એણે

અયોધ્યા તથા બહાર પ્રાંત જીતી લીધા, અને બંગાળાના સૂબાને તોબા પોકરાવી તેથી તેણે 'સલાહ કરવાનું કહેવડાવ્યું.

સને ૧૫૩૦ માં એ મરણ પામ્યો. એ દારૂનો તથા ફુલનો ઘણો શોખી હતો. એ ઘણો માયાળુ, ઊદાર, ને ચંચલ હતો. શૂર, ખરાબ હાલતમાં ધીરજ રાખવી, કાંઈ કામ પાછળ મંડયા રહેવું, વગેરે વખાણવા જોગ ગુણ એનામાં હતા. એણે રૈયતના સુખને સારૂ તથા મુસાફરોની સગવડને સારૂ ઠેકાણે ઠેકાણે તળાવો તથા ધર્મશાળા બંધાવી હતી, ને આગ્રા, દિલ્હી, લાહોર ને પેશાવર, તરફ ટપાલ ચાલુ કરી હતી. એણે પોતાનું ચરિત્ર અતિશય ભોલાપણાથી લખ્યું છે. એને ચાર છોકરા હતા :—હુમાયું, કામરાન, હિંદાલ, અને મીરજાં અસ્કરી. એના મરણ વિષે કહેછે કે એનો દીકરો હુમાયું ઘણોજ માંદો પડયો, ત્યારે તેના ખાટલાની આસપાસ ફરીને તેણે એવું માગ્યું કે ઓ ઈશ્વર તું મને ઉપાડી લે ને મારા દીકરાને ઉગાર. એ ક્રિયાની અસરથી તે મરણ પામ્યો. એની પછી એનો છોકરો હુમાયું ગાદીએ બેઠો.

---

## હુમાયુ ૧૫૩૦–૧૫૪૦ ને ૧૫૫૫–૧૫૫૬.

એ ૧૫૦૭ માં જનમ્યો હતો. એ બહુ ઉદાર હતો. રાજ મળતાંને વાર તેણે પોતાના ભાઈઓને પંજાબ, કાબુલ વગેરે સારા સારા પ્રાંતો આપી દીધા. એ વખતે ગુજરાતમાં બહાદુરશાહ નામે સુલતાન રાજ કરતો હતો, તેણે માલવા જીતી લીધો હતો, તથા ખાનદેશ, વરાડ અને અહમદનગરના સુલતાનોને ખંડીઆ કર્યા હતા. એ બહાદુરશાહને હુમાયુંએ ૧૫૩૫ માં હરાવ્યો, ને તેનો ચાંપાનેર નામે ડુંગરી કિલ્લો, જેમાં પુષ્કળ ખજાનો હતો તે કિલ્લો લઈ લીધો, અને પોતાના ભાઈ મિરજા અસ્કરીને ત્યાંનો સુબો ઠરાવી પોતે દિલ્હી તરફ ગયો.

પણ એ દિલ્હી પોહોંચ્યો નહીં, એટલામાં તે કિલ્લો દુશમનોએ પાછો લઈ લીધો. એવામાં બંગાળા, ને બહારમાં શીરખાં નામે પઠાણ સરદારે બળવો કર્યો. હુમાયુંએ જઈ તેનો ચુનારગઢ જીત્યો. વરસાદની ૠતુ આવવાથી તે પટણા અને કાશીની વચ્ચે મુકામ કરીને રહ્યો હતો, ત્યારે શીરખાંએ એકાએક છાપો માર્યો. હુમાયું પોતે મુશકેલીથી બચ્યો, પણ તેની ફોજનો નાશ થયો, ને તેની ગણી શત્રુને હાથ ગઈ. શીરખાંએ રાણીને માન સાથે આગ્રે પહોંચાડી. ભાઇઓની મદદ મળવાથી હુમાયું બીજી ફોજ લઇ ચઢયો. ઈ. સ. ૧૫૪૦ મા કનોજ આગળ તે હાર્યો. ત્યાંથી તે સિંધ નાઠો. સિંધથી મારવાડમાં આવ્યો પણ તેને આશરો મળ્યો નહીં. પછી રેતીના મોટા રણમાં પાણી વિના બહુ પીડા પામી, માત્ર સાત સ્વારો લઈને અમરકોટ ગયો. ત્યાના રજપૂત રાજાએ તેને આશરો આપ્યો. એ શેહેરમાં અકબરનો જન્મ થયો—ઈ. સ. ૧૫૪૩. અહીંથી તે ઈરાન નાઠો. ઈરાનના શાહ તમસ્પે તેને માન આપ્યું, અને હુમાયુંએ પોતાનો શુની પંથ છોડી શિહા પંથ પોતે પાળવો તથા પોતાની રૈયત પાસે પળાવવો એવું કબુલ કરાવી, હુમાયુંને ૧૪,૦૦૦ સ્વાર આપી, ગયલું રાજ પાછું જીતવા મોકલ્યો. હુમાયુંનો વજીર બેહરામખાં પણ તેને આવી મળ્યો. એ લશકરથી તેણે કાબુલ, કંદહાર જીત્યાં, પણ ભાઇઓમાં સંપ ન હોવાથી કેટલાક વરસ સુધી તે પોતાનું રાજ લઇ શક્યો નહીં. પણ ઇ. સ. ૧૫૫૫ માં શીરશાહના વંશનો સિકંદર શુર નામે બાદશાહ દિલ્હીમાં રાજ કરતો હતો તેને હરાવી પોતે ગાદીએ બેઠો. બીજે વરસે પોતાના રંગ મેહેલની સીડી ઉપરથી ઉતરતો હતો તેવામાં તેનો પગ લપસ્યો, તેથી તે નીચે પડયો, ને ત્રણ દિવસ મંદવાડ ભોગવી, ૧૫૫૬ માં મરણ પામ્યો.

---

## અફ્ઘાન અથવા શુરવંશ ૧૫૪૦ થી ૧૫૫૫.

### શીરશાહ ૧૫૪૦—૧૫૪૫.

હુમાયુંને કનોજ આગળ હરાવ્યા પછી ઈ. સ. ૧૫૪૦ માં એ દિલ્હીની ગાદીપર બેઠો. એને "શેરશાહસુર" એટલે સિહનો ધણી કહેતા, કારણ કે એણે એક વેળા એક સિહને એક કટકાથી મારી નાખ્યો હતો. બંગાળામાં મુકેલા સુબેદારે બંડ કરવાથી શીરશાહે તેને જીત્યો. પછી તે રજપુત રાજ્યોને તાબે કરવા પડયો. માળવામાં રેસતન કિલ્લો એણે દગાથી હાથ કર્યો અને તેમાંના તમામ હિંદુઓને નિર્દય-પણે પોતાના ગુરૂની આગ્નાથી મારી નખાવ્યા. મારવાડના રાજાની ફોજને કપટથી ફોડવાની એણે તજવીજ કરી, ત્યારે માત્ર ૧૨,૦૦૦ રજપુતોથી તેની ૮૦,૦૦૦ ની ફોજ લગભગ હારી ને તેનું રાજ જવાની તૈયારી હતી, તેવામાં તાજી મદદ આવી પહોંચવાથી તે બચયો. ઈ. સ. ૧૫૪૫ માં બુંદેલખંડમાં કલિંજરના કિલ્લાને ઘેરો ઘાલતાં તેના દારૂખાનામાં આગ લાગ્યાથી તે દાઝયો અને તેજ દિવસે મરણ પામ્યો. ધર્મની બાબદમાં તે હિંદુઓપર જુલમ કરતો ન હતો, ને મુસાફરખાના, તથા રસ્તા બાંધી તથા રસ્તે ઝાડો રોપી, બીજા પઠાણ પાદશાહોથી વધારે સારો ગણાયો છે. બંગાળેથી સિન્ધુ નદી સુધી ચાર મહિનાની વાટ છે, તે બધો રસ્તો તેણે બંધાવ્યો હતો.

---

### સલીમશાહ ૧૫૪૫-૧૫૫૩.

એ શીરશાહનો છોકરો હતો. એ શુરો ને હોશીઆર હતો. એણે રાજ્યની આબાદી જાળવી હતી. એણે દિલ્હીમાં એક મેહેલ બંધાવ્યો તેને "સલીમગઢ" કહેછે.

---

## ફિરોઝ ૧૫૫૩-૧૫૫૫.

એ સલીમનો છોકરો હતો. એણે માત્ર થોડાજ મહિના રાજ કર્યું. એવામાં એનો કાકો આદિલશાહ એને મારી નાખી ગાદીએ બેઠો.

---

## આદિલશાહ ૧૫૫૩-૧૫૫૫.

એ શીરશાહનો વડો દીકરો હતો, પણ તેમાં કંઈ દમ ન હતો તેથી તેણે પોતાના ભાઈ સલીમશાહને રાજ સોંપી દીધું હતું. પાછળથી તેના દીકરા ફિરોજને મારીને પોતે ગાદીએ બેઠો. એ ઘણો નબળો અને ધિક્કારવા લાયક જુલમી હતો. એનું રક્ષણ એના વજીર હેમુએ કર્યું. એ હેમુ કોઇ નીચ વર્ણનો હિંદુ હતો. તે બહુ ચતુર ને બહાદુર હતો. વજીર થયા પહેલાં તે નાની જેવી દુકાન માંડતો. આદિલશાહે એ પ્રમાણે નીચા કુળના માણસોને રાજમાં મોટી મોટી પદવીઓ આપી અને પોતાનો સઘળો ખજાનો ખાલી કર્યો. ખજાનો ખાલી થયો ત્યારે પોતાના અમીર ઉમરાવોની જાગીરો જપત કરી, તેથી ઠામ ઠામ બખેડા થયા; અને દિલ્હી, આગ્રા વગેરે શેહેર એના હાથમાંથી જતાં રહ્યાં. એના રાજના પાંચ ભાગ થયા હતા. તેમાંનો એક સિકંદર શુરના હાથમાં હતો. હુમાયુંએ પોતાની આગલી પાદશાહી, એ સિકંદર શુરના હાથમાંથી પાછી મેળવી હતી.

---

## અકબર ૧૫૫૬-૧૬૦૫.

એ ગાદીએ બેઠો ત્યારે એની ઉમર ૧૩ વરસની હતી, તેથી એનું રાજ એનો વજીર બેહરામ ચલાવતો હતો. બેહરામે સિકંદર શૂર તથા મહમદ આદિલીના વજીર હેમુ સાથે પાણીપતના મેદાનમાં સને ૧૫૫૬માં લડાઈ કીધી. આ લડાઈમાં હેમુ માર્યો ગયો ને સિકંદર શૂર તેને તાબે થયો. આગલ ચાલતાં બેહરામે પોતાની સત્તા આડે માર્ગે વાપ-

રવા માંડી. આથી અકબરની તેનાપર ખતરાજી થઈ. અકબરે એકાએક આગ્રેથી દિલ્હી જઈ રાજકારભાર પોતાને હાથ લઈ ઢંઢેરો ફેરવ્યો કે અમલદારોએ તથા રૈયતે મારાસિવાય બીજા કોઇનો હુકમ માનવો નહીં— ૧૫૬૦. બેહરામે બળવો કર્યો, પણ અકબરની ફોજે તેની ફોજને મારી કાઢી. તેની આગલી સારી સેવા યાદ કરી અકબરે તેનો ગુનો માફ કર્યો. પછી મક્કે જતાં માર્ગમાં બેહરામને તેના કોઈ પઠાણ દુશ્મને મારી નાખ્યો.

ખાંનજહાંન, રાજબહાદુર, આદમખાં, અબદુલખાં, અને અસોફખાં વગરે અકબરના સૂબા હતા તે અકબરની સામે થયા. ઈ૦ સ૦ ૧૫૬૭ સુધીમાં અકબરે તેમને હરાવી તાબે કર્યા. ત્યાર પછી જેપુરનો રાજા, જોધપુરનો રાજા, અને બાબરની સામે થનાર સંગનો છોકરો ઉદેસિંગ અકબરની સામે થયા. પાંચ વરસ સુધી લડયા પછી ઈ૦ સ૦ ૧૫૭૨ માં અકબરે તેમને તાબે કર્યા. ૧૫૭૩ માં એણે ગુજરાત વશ કર્યું. તે પેહેલાં મહમદ તઘલખના વખતથી ૧૭૯ વરસ સુધી એ પ્રાંત સ્વતંત્ર હાકેમોના હાથમાં હતો. ત્યાર પછી એના સરદારોએ બાહાર, બંગાળા અને ઓઢીઆ પ્રાંત જીતી લીધા. ૧૫૯૪ માં એણે કંદહાર શેહેર તાબે કર્યું. ઈ૦ સ૦ ૧૫૯૫ મા એણે પોતાના છોકરા મુરાદ તથા વજીર બેહરામના છોકરા મીરજાખાંને લશકર આપી અહમદનગર જીતી લેવાને મોકલ્યા. તે વખતે ચાંદબીબી નામની લડાયક સ્ત્રી ત્યાં રાજ કરતી હતી. એ સ્ત્રીએ લશ્કરની સરદારી લીધી, તથા હાથમાં સમશેર લઈ, મોંહપર બુરખો નાંખ્યો અને લડાઈના મેદાનમાં જઈ મુગલોનો પેહેલો હુમલો પાછો હઠાવ્યો. એવું કહેછે કે એ બાઈની દારૂગોલી ખપી ગઈ ત્યારે સોના રૂપાંનાં નાણાં તથા પોતાની પાસે ઝવેર હતું તે પણ દારૂગોલીને ઠેકાણે વાપર્યું હતું. ઈ૦ સ૦ ૧૫૯૯ માં ચાંદબીબીને તેના સિપાઈઓએ દગાથી મારી નાખી. ત્યારે બીજી સ્વારીમાં મુગલોએ અહમદનગર લીધું, પણ ત્યાંના વજીર

મલિકઅંબરે રાજ્યનો કેટલોક ભાગ બચાવી રાખ્યો. ખાનદેશને રાજ્યમાં જોડી દઈ, અને અબુલ ફાજલને દખણનો સુબેદાર ઠરાવી અકબર સને ૧૬૦૧ માં આગ્રે પાછો ગયો.

બધા મુસલમાન તથા મુગલ પાદશાહોમાં અકબર ઉત્તમ હતો, એણે મુગલ રાજ્યને મજબુત પાયા ઉપર મુક્યું, ને તેમાં ઘણો વધારો કર્યો. તેનામાં અસાધારણ અકલ અને ડહાપણ હતાં. તે વિદ્વાન, અતિ શુરો, લડાઇમાં ચતુર, મોટા દીલનો, અને મનને વશ રાખનાર હતો. તે કદમાં ઉંચો અને રૂપાળો હતો તથા સ્વભાવે મળતાવડો હતો. પ્રજાનું પાલણ કરવામાં ઉમંગી, શાણો, તથા ઈનસાફી હતો. અંગકસરત તથા શિકાર કરવાનો તેને ઘણો શોક હતો.

હિંદુઓને રાજી રાખવા અકબર કેટલાક રજપૂત રાજાની કન્યાને પરણ્યો. જોધપુરના માલદેવની કુંવરી જોધબાને અકબર પરણ્યો. જહાંગીર એ રાણીનો કુંવર હતો. અકબરે હિંદુઓ અને મુસલમાનો વચ્ચે ફેર નહીં રાખતાં તેમને રાજમાં મોટી મોટી પદવી આપી. તોડરમલ નામના હિંદુને મેહેસુલ ખાતાંનો ઉપરી કીધો હતો. એણે સતી થવાની ચાલ બંધ પાડી, હિંદુઓમાં બાળ લગ્ન કરવાની મના કીધી, રાંડેલી સ્ત્રીઓને પુનર વિવાહ (નાતરૂં) કરવાની રજા આપી, કેટલાક ગેરવાજબી કરો તથા ઘાતકી શિક્ષા કાઢી નાખી, જજીઆ વેરો રદ કર્યો, ને ધર્મ સંબંધી જુલમ બંધ પાડયો.

એણે જુદા જુદા ધર્મનો અભ્યાસ કીધો હતો. ને સંસ્કૃત, ફારસી ને હિંદી ભાષાઓ એ પોતે શીખ્યો હતો. સરકારી કામ કરવાને નિયમ ઠરાવ્યા હતા, તે પ્રમાણે નેમેલ વખતે ખુબ ધ્યાન દઈ તે બજાવતો. એ પાદશાહને બહુ સુખ હતું, તેના છોકરાઓ માત્ર દુઃખદાયક હતા. એશિઆમાં જે મહાન રાજા થયાછે તેઓમાં સૌથીસરસ અકબર ગણાયછે.

એની ઉપજ બરસે ત્રીસ કરોડ રૂપીઆની હતી. એના મુખ્ય મિત્રો અબુલ ફાજલ અને ફીઈજી નામના બે ભાઈઓ હતા. અબુલે "આઇને અકબરી" નામનો ગ્રંથ રચ્યો હતો, જેમાં અકબરનું જન્મ ચરિત્ર, તથા રાજનીતી, અને જાહેર તથા ખાનગી કામોનો હેવાલ આપેલો છે. એ ૧૬૦૫ માં મરણ પામ્યો. પછી એનો છોકરો સલીમ ગાદીએ બેઠો.

---

## સલીમ અથવા જહાંગીર ૧૬૦૫-૧૬૨૭.

એ ઈ૦ સ૦ ૧૫૬૭ માં જનમ્યો હતો. એણે ગાદીએ બેસતાંજ "જહાંગીર" એટલે દુનીઆને જીતનાર એવું નામ ધારણ કર્યું. શરૂઆતમાં એ પાદશાહ ડહાપણથી ચાલ્યો; બાપના કારભારીને કાયમ રાખી સુધારા જારી રાખ્યા. સરકારી નોકરો જુલમ ન કરે તેવા તેવા ઉપાય કર્યા, ને ઇનસાફ માંગવા આવનારને હરકત ન પડે તેવી ગોઠવણ કરી. પોતે મુસલમાની ધર્મ પ્રમાણે ચાલતો, પણ પ્રજા ઉપર ધર્મની બાબદમાં જુલમ કરતો નહીં.

એનેપણ શાહાજાદા તરફથી પીડા હતી. એના કુંવર ખુશરૂએ બંડ કીધું. જહાંગીરે તેને પકડી કેદ કર્યો ને તેના ૭૦૦ દોસતોને રીબાવીને માર્યા. મલિક અંબરને જીતવાને જહાંગીરે ફોજ મોકલી તેને તે સરદારે ફાવવા દીધી નહીં, ત્યારે જહાંગીરે દખણ તાબે કરવાને ભારે તયારી કરી. એનો કુંવર શાહજહાં જે ઉદેપુરના હઠીલા રાણાને નમાવી તથા પાદશાહી ફોજમાં તેના કુંવરને સરદારી આપી પ્રખ્યાત થયો હતો તેને જહાંગીરે દક્ષિણના સુલતાનોને વશ કરવા મોકલ્યો, ને જહાંગીરે પોતે માલવામાં આવી મુકામ કર્યો, અને બિજાપુર, ગોલકોંડા, અને અહમદનગરનાં રાજ્યોને ખંડણી તથા મુલક આપવાની ફરજ પાડી.

કોઈ ગરીબ થઈ ગયલા ઇરાની ઉમરાવની જુવાન ખુબસુરત છો-

કરી અકબરના જનાનખાનામાં તેની માની સાથે જતી, તેણીની ખુબસુરતીથી લલચાઇને જહાંગીરે તેને પરણવા ઇછ્યું; પણ તેમ ન થાય માટે અકબરે તે ખુબસુરત છોકરીને શિરઅફગાન નામના અમીર સાથે પરણાવી દીધી. પાદશાહ થયા પછી જહાંગીર તે અમીરને કતલ કરાવી તે બાઇ સાથે પરણ્યો—ઇ૦ સ૦ ૧૬૧૧, અને તેનું નામ નુરજહાં પાડયું. એ નુરજહાં જેવી રૂપવાળી તેવીજ બુધ્ધિવાન હતી. તેણીએ જહાંગીરને વશ કરી લીધો. અને રાજ્ય કરવામાં સારી મદદ કરી. નુરજહાંના બાપને મુખ્ય વજીરાત મળી, ને તેના ભાઇ અસોફખાંને મોટી સરદારી આપી. એ ત્રણે હોશીઆર અને રાજ કાજને લાયક હોવાથી કામ ઠીક ચલાવ્યું ને જહાંગીરની બુરી ટેવથી જે માઠાં પરિણાંમ થતે તે તેમણે થવા દીધાં નહીં.

આ પાદશાહની સાથે વેપાર વિષે કરાર કરવાને ઈંગ્લાંડના રાજાએ સર ટોમસ રો નામે વકીલ મોકલ્યો હતો (૧૬૧૫). જહાંગીરે તેને માન આપી ઈંગ્રેજી વેપારને વધારે છુટ આપી. જહાંગીરની દોલત અને તેની દરબારના ભપકાથી તે ઘણો અજબ થયો હતો.

નુરજહાંની શિરઅફગાનને પેટની દીકરીને જહાંગીરના નાના કુંવર શેહેરીઆર સાથે પરણાવી હતી. એને જહાંગીરની પછી પાદશાહ કરવાની ગોઠવણ નુરજહાંએ કરવા માંડી, તેથી શાહજહાંએ બળવો કર્યો, તે બેસાડવાને કાબુલના સુબેદાર મહોબતખાંને તથા શાહજાદા પરવેઝને પાદશાહે મોકલ્યા. શાહજહાં બંગાલે નાઠો; પણ કેટલાક વખત પછી બાપ દીકરાને સલાહ થઇ. મોહબતખાં અને પરવેઝને દોસ્તી થઇ હતી, તે માટે તેનો ઘાટ ઘડવાને નુરજહાંએ તેનાપર સરકારી નાણાં ખાઇ જવાનું તોહોમત મુકયું અને તેનો જવાબ દેવાને તેને દરબારમાં બોલાવ્યો. મહોબતખાં પાંચહજાર રજપુત સ્વારો લઇને આવ્યો, અને જહાંગીર જેવો જેહલમ નદી ઉતરતો હતો તેવામાં તેનાપર હલ્લો કર્યો, ને તેને પો-

તાના કબજામાં લીધો. પછી તેને નામે તે અમલ કરવા લાગ્યો— ઈ૦ સ૦ ૧૬૨૬. એક વરશ પછી નુરજહાંએ પોતાના ધણીને છોડાવ્યો. નુરજહાંએ મહોબતખાંનને સમજાવવાને પોતાની તરફેણના માણસો તેની ફોજમાં રખાવ્યાં તથા ફરતાં પ્રગણામાં પણ તેમજ કર્યું અને પછી તેની ફોજની કવાયદ થતી હતી ત્યારે નુરજહાંના માણસો જહાંગીરની આસપાસ ફરીવળીને રજપુતાને હઠાવી મુકીને જહાંગીરને લઈ ગયા. ત્યારે મહોબતખાંએ શાહજહાં સાથ મળી જઈ દક્ષિણમાં ફિતુર મચાવ્યું. પરવેઝ જે શાહજહાંથી વડો હતો તે ૧૬૨૬ માં મરી ગયો, અને ૧૬૨૭ માં જહાંગીર મરણ પામ્યો તેથી ગાદી શાહાજહાંને મળી. જહાંગીરમાં સારી સમજણ, સદભાવ, તથા ઈનસાફપર પ્રેમ, એ ગુણ હતા, પણ તેને દારૂનો શોક હતો, અને એ આકળા સ્વભાવનો હતો. એના વખતમાં તંબાકુ ખાવા પીવાની ચાલ શરૂ થઈ હતી, તે અટકાવવાને એણે કોશિશ કરી હતી.

---

## શાહજહાં ૧૬૨૭–૧૬૫૮.

જહાંગીરના મરણની ખબર સાંભળી શાહજહાં દક્ષિણથી ઉતાવળે આગ્રે ગયો. શેહેરીઆર સામો થયો તેને હરાવી મારી નાખ્યો. શાહજહાંએ પોતાના કુંવરો સિવાય બાબરના વંશના બધા શાહજાદાને મારી નાંખ્યા. અસોફખાં અને મહોબતખાંની મદદથી શાહજહાંને ગાદી મળી. ૧૬૩૧ માં પોર્તુગીજનાં થાણાં બંગાળામાં હતાં તે એણે લઈ લીધાં. દક્ષિણના સુબા ખાનજહાં લોદીએ બંડ કર્યું, પણ તરત માફ માગવાથી તેની માળવે બદલી કરી. વળી બીજીવાર તેણે બંડ કર્યું ત્યારે પાદશાહી ફોજે તેને દક્ષિણમાં નસાડયો ત્યારે તેને અહમદનગરના પાદશાહે મદદ કરી. લડાઈમાં ખાનજહાં મરણ પામ્યો. પણ બિજાપુર અને ગોળકોંડાના રાજા-

ઓએ અહમદનગરને મદદ આપી તેથી મુગલ ફોજને કેટલાંક વરસ લડવું પડયું. એ લડાઇનો અંત શાહજહાંએ પોતે જઇને આણ્યો. તેણે બિજાપુર અને ગોલકોંડાને તાબેદાર ખંડીઆ રાજ કર્યાં, અને અહમદનગરના મુલકને ખાલસા કર્યો (૧૬૩૭). ત્યાર પછી ૧૬૩૭ માં એણે કંદહાર તાબે કર્યું પણ તે પાછું ખોયું ૧૬૪૯. ત્યાર પછી પોતાના કુંવરોને મોકલી બલ્ખ શેહેર તથા આસપાસનો મુલક જીત્યો, પણ તે ઝાઝો વાર રાખી રાકયો નહીં એ સ્વારીઓમા રજપુતાએ બહુ પરાક્રમ કર્યાં.

શાહજહાને ચાર છોકરા હતા, તેઓનાં નામ દારા, શુજા, ઔરંગજેબ, અને મુરાદ. દારા શૂરો, ભોળો, ધર્મમાં સ્વતંત્ર વિચારનો, ઉદાર પણ અવિચારી હતો. શુજા, બાયલો અને વિષયી હતો. ઔરંગજેબ બુદ્ધિમાન, રૂપાળો, લડાઇની કળામાં ચતુર, પણ ઘણો લોભી, દગાબાજ અને ધર્મને બહાને પોતાનું કામ કાઢી લે તેવો હતો. મુરાદ બહાદુર પણ કમઅકલ ને વિષયી હતો. દરેક શાહજાદાને સુલતાનનો ખિતાબ આપ્યો હતો, અને પ્રાંતોના સુબા ઠરાવ્યા હતા. શુજા બંગાળાનો સુબો, મુરાદ ગુજરાતનો સુબો, અને ઔરંગજેબ દક્ષિણનો સુબો હતો. દારા ઘણો ખરો બાપની પાસે આગ્રે રહેતો.

સને ૧૬૫૭ માં શાહજહાં ઘણો માંદો પડયો ને જીવવાની આશા રહી નહીં, તેથી રાજ્યનો સઘળો કારભાર તેણે દારાને સોંપ્યો. એ સાંભળી શુજા એક મોટું લશ્કર લઇને બંગાળેથી આવ્યો, પણ દારાએ તેને કાશી આગળ હરાવી પાછો જવાની ફરજ પાડી. ઔરંગજેબે તાલમેલ કરી મુરાદને પોતાના પક્ષમાં લીધો. તેણે મુરાદને ખોટું સમજાવ્યું કે મારે તો મક્કે જઇ ભજન કરવામાં વખત કાઢવો છે, પણ પહેલાં તારી મદદે આવી નાસ્તિક દારાને અને તેના કાફર સેનાપતી જસવંતસિંઘને જીતી તને ગાદી અપાવવાની ઇચ્છા છે, કેમકે બધા ભાઇઓમાં તું મને વધારે ગાદીને

લાયક લાગેછે. ભોળા મુરાદે એ વાત ખરી માની, અને પોતાનું લશ્કર ઔરંગજેબના લશ્કર સાથે જોડી નાંખ્યું. એ બેઉ ભાઈઓની સામે દારાએ જસવંતસિંઘને મોકલ્યો, પણ મુરાદે ને ઔરંગજેબે તેને ઉજ્જન આગળ હરાવ્યો, પછી બેઉ ભાઈ આગળ ચાલ્યા. આગ્રેથી એક મંજલને છેટે દારા તેમને મળ્યો. બેઉ પક્ષના લશ્કર વચ્ચે જબરી લડાઈ ચાલી. દારાના હાથીને જખમ લાગવાથી તે તોફાન કરવા લાગ્યો, તેથી દારાને નીચે ઉતરવું પડ્યું. તેની અંબાડી ખાલી જોઇ દારાના સિપાઈઓએ વિચાર્યું કે તે માર્યો ગયો હશે, એવું વિચારી તેઓ નાઠા. ઔરંગજેબ ને મુરાદ ફતેહ પામ્યા. ત્રીજે દહાડે આગ્રે પહોંચી ઘરડા બાપ પાસે માગ્યું કે દારાને રાજપાટ ન આપો, પણ શાહજહાંએ તેનું કહ્યું ન માન્યાથી ઔરંગજેબે તેને કિલ્લામાં કેદ કર્યો. પછી મુરાદને ઔરંગજેબે દગાથી કેદ કીધો ને બહાનું કાઢી મારી નખાવ્યો. તેણે દિલ્હી જઈ આલમગીર નામ ધારણ કરી પોતાની દુવાઈ ફેરવી—સને ૧૬૫૮. શાહજહાં બંદીખાને રહી ૧૬૬૬ માં મરણ પામ્યો. શાહજહાંની દરબારનો ભપકો ભારે હતો. મોરાસન નામે તખ્ત બનાવતાં એણે ૬॥ કરોડ રૂપીઆ ખરચ્યા હતા. પોતાની બેગમ મુમતાજ મહાલની યાદગારી કાયમ રાખવા, તાજમહાલ નામે સુંદર આરસપહાણની ઇમારત આગ્રામાંછે, તે તેણે કરાવી હતી. એ ઇમારત પાછળ એણે ૭૫ લાખ રૂપીઆ ખરચ્યા હતા. એ જાતનું એનાથી સરસ મકાન હજી કોઇથી થયું નથી. જ્યારે એના દીકરાએ એને કેદ કીધો ત્યારે તેની તીજોરીમાં ૨૪ કરોડ રૂપીઆ નગદ હતા, તથા કરોડો રૂપીઆનું ઝવાહેર હતું. સામટી રીતે તપાસતાં શાહજહાં સારો ઇનસાફી રાજા હતો, તથા એના રાજમાં શાંતી, ને રૈયતમાં આબાદી હતી.

---

## ઔરંગઝેબ ૧૬૫૮-૧૭૦૭.

ઔરંગઝેબ પોતાના ભાઇ ભત્રીજાને મારી નાખી, તથા પોતાના બાપને કેદ કરી ઇ. સ. ૧૬૫૮ માં ગાદીએ બેઠો. એ ઇ. સ. ૧૬૧૮ માં જનમ્યો હતો. ગાદીએ આવ્યા પછી એણે "આલમગીર" એટલે દુનિઆનો જીતનાર એવું નામ ધારણ કર્યું. દારા નાસતો પકડાયો હતો અને મુરાદ જે બંદીખાનામાં હતો તે બંનેને એણે ગરદન માર્યા, તથા એવું કહેછે કે તેમના છોકરાઓને ઝેર દઇ એણે મારી નખાવ્યા હતા. ૧૬૫૯ માં ઔરંગઝેબે શુજાને કજવાની લડાઇમાં હરાવ્યો, તેથી શુજાને આરાકાનમાં નાશી જવું પડયું. ત્યાંનું રાજ લેવાને તેણે હુલડ મચાવ્યું, તેમાં તે તેના આખાં કુટુંબ સહીત માર્યો ગયો. જો કે ઔરંગઝેબની ગાદીનો દાવો કરનાર કોઇ રહ્યું નહીં તોપણ એ નિરાંતે બેસી શકયો નહીં, કારણ કે દક્ષિણમાં મરેઠાઓએ પોતાના સરદાર શિવાજીની સરદારી તળે એને બહુ હેરાન કર્યો. એ ગાદીએ બેઠો તે પેહેલાં શિવાજીએ લડાઇ કરી દક્ષિણમાં ઘણી સત્તા મેળવી હતી તથા કેટલાક કિલ્લા જીતી લીધા હતા.

ઇ૦ સ૦ ૧૬૬૫ માં ઔરંગઝેબે પોતાના સરદાર સહિસ્તખાને એક લશકર આપી શિવાજીને તાબે કરવા મોકલ્યો. આ સરદારે તેના ઘણા-એક કિલ્લા જીતી લીધા ને સિધર આગળ તેને હરાવ્યો. જો કે ઔ-રંગઝેબ જીવ્યો ત્યાંસુધી મરેઠા સાથે લડયો હતો તોપણ એ તેમને પુરેપુરો વશ કરી શકયો નહીં.

જજીઆ વેરો તથા બીજા કર જે અકબરે તથા બીજા પાદ-શાહોએ હિંદુઓપરથી કાઢી નાંખ્યા હતા, તે એણે પાછા લેવા માંડયા હતા તેથી તથા હિંદુઓને જુલમથી વટલાવવા લાગ્યો તેથી હિંદુ પ્રજા એનાપર નારાજી થઇ અને રજપુતો જેઓ અત્યાર સુધી મુગલ પાદશાહોની નિમક હલાલીથી નોકરી કરતા હતા તેઓના દીલ ખાટાં થયાં હતાં.

વળી જોધપુરનો રાજા જસવંતસિંહ કાબુલનો સુબો હતો તે ત્યાં મરણ પામવાથી તેની રાણી ને તેના બે કુંવરો પાછા હિંદુસ્તાનમાં આવ્યા; ઔરંગજેબે તેમને કેદ કરવાની તજવીજ કરી. રજપુતોએ તેમને તદબીરથી બચાવ્યા; પણ ત્યારથી તેમની બેદીલી વધી. મુસલમાનો જુલમથી પંજાબમાં લડવૈયો શીખ પંથ ગુરૂ ગોવીંદે આ પાદશાહના વખતમાં સ્થાપ્યો. પેહેલાં તો એ લોકનું કાંઈ ચાલ્યું નહી, પણ પાછળથી શીખ લોક જબરદસ્ત થયા.

ત્યાર પછી ઔરંગજેબે જોધપુર, ઉદેપુર વગેરે રજપુત સંસ્થાનો જીત્યાં. ૧૬૮૬ માં એણે બીજાપુર લીધું. ૧૬૮૭ માં ગોલકોંડા લીધું. ત્યાર પછી વીસ વરસ સુધી એ મરેઠા સાથે લડયો, પણ તેમને પુરેપુરા તાબે કરી શકયો નહીં. મરેઠા સાથે લડતાં તેણે દિલ્હીના રાજનો પાયો નબળો કરી નાખ્યો. મરેઠા એક જગ્યાએ હારી જતા તો તરત બીજી જગ્યાએ ઉભા થતા, એ મરેઠી ગઢો જીતતો એટલે મરેઠા તેના પ્રાંતો લુટવા દોડતા, તેના લશ્કરની ટુકડીઓને પીડા કરતા, અને કિલ્લાઓ પાછા લેતા. એ લોકોથી પાદશાહ ઘણો હેરાન થયો. મુગલાઈ પાદશાહીનો વિસ્તાર હિમાલયથી કન્યાકુમારી સુધી એણે વધાર્યો. એ પાદશાહી ટકી શકી નહી, કારણ કે એની પછીના પાદશાહો ઘણા નબળા થયા, તેથી સુબાઓ પોતાને તાબેના મુલક પચાવી પડયા અને સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યા. ઔરંગજેબને એવી બીક રહેતી કે જેવી રીતે મેં મારા બાપને તથા ભાઈઓને દુઃખ દીધું હતું તેવી રીતે મારા દીકરાઓ મને દુઃખ દેશે, તેથી તે મુઓ ત્યાંસુધી તેમને પોતાની પાસે આવવા દેતો નહીં. એનો જીવ જતાં પેહેલાં એણે જે જે પાપ કર્યાં હતાં તે બધાં એને યાદ આવ્યાં, તેથી હવે તેના શા હાલ થશે તેની એને બહુ ફીકર લાગી. "અરે! મને શી શીક્ષા થશે! કોણ જાણે મને કેવી સજા થશે!" એમ

બોલતાં તેનો પાપી જીવ ગયો. તે સને ૧૭૦૭ માં અહમદનગરમાં ૮૯ વર્ષની ઉમરે મરણ પામ્યો. એના મરણ પછી દીલ્હીનું રાજ્ય પડી ભાગ્યું.

ઔરંગજેબ અથવા પેહેલા આલમગીરના મરણ વેળા તેને ત્રણ શાહજાદા હતા, તેમના નામઃ-મોઆજીમ, આજમ, અને કામબક્ષ. તેઓ રાજ મેળવવા લડયા, તેમાં આજમ અને કામબક્ષ માર્યા ગયા, ને મોઆજીમ બહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો.

---

### બહાદુરશાહ ૧૭૦૭-૧૭૧૨.

એણે શાહુ રાજા જેને આજમે છોડી દીધો હતો, તેની સાથે દોસ્તી કરી, ને પોતાની નબળાઇ દેખાડનાર તથા લાજ લગાડનાર ચોથ ઉઘરાવવાનો હક કબુલ રાખ્યો. રજપુત રાજાઓ સાથે સલાહ કરી તેમને સ્વતંત્ર જેવા થવા દીધા. જસવંતસિંહનો પુત્ર અજીતસિંહ એ વેળા રજપુતોના આગેવાન હતો. બાબરના વખતમાં કબીરના ચેલા નાનકે હિંદુ તથા મુસલમાની શાસ્ત્રમાંથી સાર કાઢી એક નવો પંથ સ્થાપ્યો હતો. તે પંથના શીખ લોક જોરપર આવ્યા હતા. એ લોકને આલમગીરના જુલમથી હથીઆર બાંધવાની જરૂર પડી. બહાદુરશાહના વખતમાં એ લોકે ફિતુર મચાવ્યું, તે તોડવામાં તે પાંચ વરસ રોકાયો, પણ પાર પડયો નહીં, ને ૧૭૧૨ માં મરણ પામ્યો.

---

### જહાંદારશાહ ૧૭૧૨-૧૭૧૩.

બહાદુરશાહ પછી જહાંદારશાહ, જુલફિકારખાં નામે સરદારની મદદથી ગાદીએ બેઠો. ફરૂખશીર નામે એનો ભત્રિજો એની કતલમાંથી બચી ગયો હતો તેને બહારના સુબેદાર સૈયદ હુસેનઅલ્લીની અને તેના ભાઇ અલાહબાદના સૂબા સૈયદ અબદુલ્લાની મદદ મળી. આગ્રા આગળ જહાંદારશાહ હાર્યો ને માર્યો ગયો, અને ફરૂખશીર ગાદીએ બેઠો.

---

## ફરૂખશીર ૧૭૧૩-૧૭૧૯.

એ ગાદીએ બેઠા પછી સૈયદોમાંનો એક ભાઈ મુખ્ય વજીર થયો, ને બીજો સેનાપતિ થયો. જોધપુરના રાજા સાથે લડાઈ ચાલતી હતી તે તેની કન્યા પાદશાહે પરણવી એવી શરતે માંડીવાળી. પંજાબમાં શીખ લોકોનો સરદાર બંધુ, પાદશાહી પ્રાંતોને ઉજાડ કરતો હતો તે પકડાયો. તેણે તથા તેના સાથીઓએ મરવું કબુલ કર્યું, પણ ધર્મ તજવાની ના કહી. એ વખતે હજારો શીખની પંજાબમાં કતલ ચાલી. દક્ષિણમાં નિજામ-ઉલ-મુલ્કને બદલે સૈયદ હસન ત્યાંનો સૂબો થયો. તેણે શાહુ રાજા સાથે દોસ્તી કરી, ને કેટલોક મુલક, ને આખા દક્ષિણની ચોથ આપવાનો કરાર કર્યો. એ કરારનામું મંજુર કરાવવાને તથા પોતાનો પક્ષ મજબુત કરવાને પેશ્વા બાળાજી વિશ્વનાથને ૧૦,૦૦૦ મરેઠા સ્વાર સાથે દિલ્હી તેડી ગયો. ફરૂખશીરે એ કરાર કબુલ કર્યો નહીં, ને સૈયદોથી છુટવાને કોશેશ કરી, તેથી સૈયદ હુસનઅલીએ તેને મારી નખાવ્યો. પછી રાજ્ય કુટુંબમાંથી મહમદશાહ ગાદીએ બેઠો.

---

## મહમદશાહ ૧૭૧૯-૧૭૪૮.

તે પોતાની માની હોશીઆરીથી સૈયદોથી છુટો થયો. ૧૭૨૦ માં સૈયદ અબદલા તથા નિજામની વચ્ચે શાહાપુરની લડાઈ થઈ. તેમાં સૈયદની હાર થઇ.

૧૭૩૮ માં ઇરાની નાદિરશાહ ચઢી આવ્યો. તેણે કર્નાલની લડાઇમાં મુગલાઈ ફોજને હરાવી, ને પછી દિલ્હી આવ્યો. પેહેલાં નાદિરે પાદશાહ અને તેની રૈયતપર રેહેમ રાખી હતી. પણ પછી કોઇએ એવી બુમ ઉરાડી કે નાદિર મરણ પામ્યો, તેથી દિલ્હીના લોકે કેટલાક ઇરાની સિપાઇઓને મારી નાખ્યા, તેથી ગુસ્સે થઈ નાદિરે લોકને કતલ

કરવાનો હુકમ કીધો. દુશ્મનોએ ઠેકાણે ઠેકાણે આગ લગાડી હજારો માણસોને લુટી કાપી નાખ્યા. બીજે દિવસે મહમદશાહે માફી માંગી કતલ અટકાવવાની અરજ કરી. તેથી નાદિરે તે બંધ પાડી. ત્યાર પછી પાદશાહી ખજાનો, મોરાસન, કોહીનુર વગેરે હીરા, મોતી સઘળું લીધું. અમીરો, સાહુકારો વગેરેને પકડીને લુટયાને માર મારીને દાટેલું ધન કઢાવ્યું. પ્રાંતોના સુબેદાર પાસે લેવાય એટલાં નાણાં લીધાં. એમ કરોડો રૂપીઆ રોકડા, કરોડોનાં રત્નો, કરોડોનો બીજો માલ, પુષ્કળ હાથી, ઘોડા, ઊંટ, અને સેંકડો હોશિઆર કારીગરોને લઈ તથા અભાગ્યા મહમદશાહને પાયમાલ થયેલી ગાદી સોંપી નાદિરશાહ પાછો ગયો. એના મરણ પછી એના હાથ નીચે કેળવાયલો અહમદશાહ અબદલી અથવા દુરાની કંદહારનો સુલતાન થયો. તેણે દિલ્હીના રાજ્ય ઉપર સ્વારી કરી, પણ શાહજાદા અહમદ અને વજીર કમરૂદીને તેને સરહિંદની લડાઇમાં હરાવી પાછો કાઢયો—સને ૧૭૪૮. મુગલોની આ છેલ્લી ફતેહ હતી. એ વરસમાં મહમદશાહ મરણ પામ્યો. એજ વરસમાં શાહુ રાજાનું પણ મરણ થયું. ઘરડો નિજામ-ઉલ-મુલ્ક પણ એજ વરસમાં ૧૦૪ વરસની ઉમરે મરણ પામ્યો.

મહમદશાહના વખતમાં રોહીલા નામે પઠાણ લુટારાએ કેટલોક મુલક પચાવી પડયા તે હાલ રોહીલખંડ કહેવાયછે.

---

## અહમદશાહ ૧૭૪૮-૧૭૫૪.

મહમદશાહ પછી તેનો કુંવર અહમદશાહ બેઠો. એને રાજ્ય મળ્યું કે વળી અબદલીએ સ્વારી કરી. ઉમરાવોએ તેની સામા થવાની સલાહ આપી તે માની નહીં ને પાદશાહે તેને લાહોર અને મુલતાન આપી પાછો વાળ્યો. એના વખતમાં મલ્હારરાવ હોલકરે એકાએક આવી દિલ્હી અને પાદશાહ બંનેને કબજે કર્યાં. નિજામ-ઉલ-મુલ્કના પૌત્ર

ગાજીઉદ્દીનની શીખવણીથી અમીરોએ શાહને ગાદીએથી ઉઠાડી મુક્યો, આંધળો કર્યો ને કેદ કર્યો. ત્યાં તે બીચારો ૧૭૫૪ માં મરી ગયો. ગાજીઉદીને તેના કાકા આલમગીર બીજાને ગાદી આપી.

---

## આલમગીર બીજો ૧૭૫૪-૧૭૫૯.

આ વખતે મુગલાઈ રાજ ઘણીજ ખરાબ હાલતમાં આવી તુટી ગયું. બંગાલા, બાહાર, ગુજરાત, માળવા, રોહીલખંડ દક્ષિણ વગેરે પ્રાંતોમાં સ્વતંત્ર હાકેમો રાજ ચલાવતા હતા, અને દિલ્હીની ગાદીએ બેસનાર માત્ર નામના બાદશાહ ગણાતા. પાદશાહનું કાંઇ ચાલતું નહીં. જેનું ફાવે તે વજીર થાય, ને મરજીમાં આવે તેમ ચાલે. ગાજીઉદ્દીને અહમદશાહ અબદલીનો લાહોર પ્રાંત લીધો તેથી અબદલી પાછો દિલ્હી પર આવ્યો ને ઘણું નુકશાન કર્યું. મથુરામાં હિંદુ જાત્રાળુઓની કતલ કરીને દેશ લુટયો. ગાજીઉદ્દીને માફ માંગી તે તેને મળી. ગાજીઉદ્દીનની સલાહથી મરેઠાએ પંજાબ ઉપર સ્વારી કરી. અબદલી ચોથીવાર આવ્યો, એ વેળા ગાજીઉદ્દીને બીચારા આલમગીર બીજાને મારી નાખ્યો, અને એક છોકરાને ગાદીએ બેસાડયો. એ પાદશાહને કોઇએ માન્યો નહીં ને ગાજીઉદ્દીનને નાસવું પડયું. અહમદશાહ પાછો દિલ્હી આવ્યો, રાજધાની લુટી, પણ ફોજમાં મરકી ચાલવાથી તે ત્યાંથી નીકળ્યો. સદાશિવરાવની સરદારી તળે મરેઠી લશ્કરે રાજધાની લીધી. પછી દુરાની અથવા અફગાન અને મરેઠી લશ્કરો પાણીપતના મેદાનમાં લડયાં. તેમાં મરેઠાની હાર થઇ—૧૭૬૧.

મરેઠી ફોજના સરદાર શદાશિવરાવ ભાઉ તથા પેશ્વાનો વડો કુમાર વિશ્વાસરાવ હતા. અફગાનોનો સરદાર અહમદશાહ અબદલી હતો. તમામ મરેઠી સરદારોને એ ભાઉસાહેબની કુમકે મોકલ્યા હતા. ભા-

ઉએ દિલ્હી જઇ રાજ મેહેલ લૂંટયો ને વિશ્વાસરાવને પાદશાહની ગાદીએ બેસાડી ભરતખંડનો રાજાધિરાજ ઠરાવવાનો મનસુબો કર્યો, પણ તે પાર પડયો નહીં. મરેઠા પાસે ૨૦૦ તોપો, ૧૫૦૦૦ કવાયદી પાયદલ, ૫૫૦૦૦ સ્વાર, તથા પિંડારા, નોકરો મળી બે લાખ માણસ હતાં. અફગાનો પાસે ૩૮૦૦૦ પાયદળ, ૪૬૮૦૦ સ્વાર, અને ૭૦ તોપો હતી. એ લડાઈમાં મરેઠાની હાર થઈ. હજારો મરેઠા લડાઈમાં માર્યા ગયા, ને હજારો કેદ પકડાયા, તેઓને પણ અફગાનોએ કતલ કર્યા. ભાઉસાહેબ તથા વિશ્વાસરાવ પણ લડાઈમાં માર્યા ગયા. આ હારની ખબર સાંભળીને બાલાજી પેશ્વાને ઘણી દલગીરી લાગી ને થોડા માસમાં તે મરણ પામ્યો.

---

## શાહઆલમ બીજો ૧૭૫૯–૧૮૦૬.

અબદલીએ દિલ્હી આવી શાહાઆલમને ગાદી આપી હતી. દશ વરસ પછી મરેઠા પાછા દિલ્હી આવ્યા, ને શાહાઆલમ તેમના રક્ષણમાં રહ્યો. ૧૭૮૬ માં ગુલામ કાદર નામે સરદારે ઘરડા શાહાઆલમની આંખો ફોડી. મરેઠાએ તેનાથી છોડવી સને ૧૮૦૩ સુધી તે બિચારાને દુઃખ અને દરિદ્રતામાં રાખ્યો. એજ વરસમાં ઈંગ્રેજી સરદાર લાર્ડ લેકે મરેઠા પાસે દિલ્હી લીધું, ત્યારે આંધળા શાહને દુઃખથી છૂટો કર્યો. તે ૧૮૦૬ માં મરી ગયો.

---

## અકબર બીજો ૧૮૦૬-૧૮૩૭.

પછી તેનો શાહાજાદો બીજો અકબર રાજ વગરના તખ્તે બેઠો. તેનો બચાવ ઈંગ્રેજ સરકારે કર્યો. તે ૧૮૩૭ માં મરણ પામવાથી તેનો કુંવર મહમદ બહાદુરશાહ નામનો પાદશાહ થયો.

---

### મહમદ બાદુરશાહ ૧૮૩૭-૧૮૫૭.

તેને પણ ઈંગ્રેજે પાળ્યો. તે મુગલવંશનો છેલ્લો પાદશાહ હતો. ૧૮૫૭ માં દેશી પલટણોએ બળવો કર્યો, અને ઈંગ્રેજોને તથા તેઓનાં બૈરાં છોકરાંને ઘાટકી રીતે મારી નાંખ્યાં, તે બળવામાં એ પાદશાહે ભાગ લીધાથી ઈંગ્રેજે તેને દેશનિકાલ કર્યો, અને તેના પુત્ર અને પૌત્રોને ગોળીથી માર્યા. એ પ્રમાણે મુગલવંશનો અંત આવ્યો. એ રંગુનમાં ૧૮૬૨ માં મરણ પામ્યો,

---

## પ્રકરણ ૪ થું.

---

### મરેઠી રાજાઓની વંશાવળી.

| | | | | |
|---|---|---|---|---|
| શિવાજી | ઈ. સ. | ૧૬૬૪ | થી | ૧૬૮૦ |
| સંભાજી | „ | ૧૬૮૦ | „ | ૧૬૮૯ |
| રાજારામ | „ | ૧૬૮૯ | „ | ૧૭૦૦ |
| શિવાજી બીજો | „ | ૧૭૦૦ | „ | ૧૭૦૮ |
| શાહુ | „ | ૧૭૦૮ | „ | ૧૭૪૮ |
| રામરાજા | „ | ૧૭૪૮ | „ | ૧૭૭૭ |
| શાહુ બીજો | „ | ૧૭૭૭ | „ | ૧૮૧૮ |
| પ્રતાપસિંગ(બાલા સાહેબ) | „ | ૧૮૧૮ | „ | ૧૮૪૦ |
| શાહાજી (આપા સાહેબ) | „ | ૧૮૪૦ | „ | ૧૮૯૮ |

### મરાઠા.

મરાઠા લોકો દિલ્હીના પાદશાહના લશ્કરમાં લશ્કરી નોકરી કરતા હતા, અને બ્રાહ્મણો રાજમાં મુલ્કી નોકરી કરતા હતા. અને

સોળમી સદીની આખેરીએ તે વખતના દખ્ખણના મુખ્ય રાજ્ય અ-હમદનગર, ગોળકોંડા, વિજાપુરના રાજાઓના હાથ તળે તેઓ તે-વીજ નોકરી કરતા હતા. એમાંના એક મરાઠા કુળનું નામ ભોંસલે હતું. તે દોલતાબાદ આગળ ઇલોરામાં રહેતું હતું. અહમદનગરના મલીકંબરના લશ્કરમાં દશ હજાર મરાઠાનો સરદાર જાદવરાવ હતો. તેના હાથ નીચે પાંચ હજાર મરેઠાનો સરદાર માલોજી હતો, જે ઉ-પલાં કુળનો મુખી હતો. માલોજીને શાહાજી નામે છોકરો હતો. તે પણ પોતાના બાપની માફક નોકરી કરતો હતો. તે પોતાના બાપના મરણ પછી તેની પદવીપર આવ્યો. અહમદનગરનું રાજ્ય શાહજહાંના વખતમાં તુટયા પછી (ઈ. સ. ૧૬૩૭) શાહાજી વિજાપુરના રાજાની લશ્કરી નોકરીમાં રહ્યો. વિજાપુરના રાજાની સારી નોકરી બજા-વ્યાથી તેને બે જાગીરો ભેટ આપવામાં આવી હતી. એક સતારાની દક્ષિણે બાવીરા ગામની, અને બીજી તંજાવરમાં હતી.

---

## શિવાજી ૧૬૬૪-૧૬૮૦

એ ઈ. સ. ૧૬૨૭ માં કોકણ પ્રાંતમાં સિહાદ્રી પર્વતની હાર કે ત્યાંના સ્વુનગીના કિલ્લામાં જનમ્યો હતો. જ્યારે એનો બાપ શાહાજી કર્ણાટકમાં પોતાની જાગીર તરફ રોકાયલો હતો ત્યારે એને સતારાની દક્ષિણે બાવીશ ગામમાં દાદાજી કોંડ દેવ નામે બ્રાહ્મણ ઉછેરતો હતો. શિવાજી શરીરે ઠીંગણો, પણ મજબૂત અને ચપળ હતો. એને લખતાં વાંચતાં આવડતું ન હોતું પણ લડાયક કામો જેવાંકે દંડ કુસ્તી, તીર મારવાનું કામ, ભાલા, બરછી વગેરે સારી પેઠે વા-પરતાં તથા ઘોડાપર બેસતાં શીખીને ચપળ થયો હતો. પેહેલાં શિ-વાજી વિજાપુરના રાજાના કિલ્લા ઉપર ઉપરા સાપરી હુમલા કરતો

હતો, ને તેમાંથી પુષ્કળ લુટ મેળવી, બીજા નવા કિલ્લા બંધાવતો હતો. ઈ. સ. ૧૬૪૬ માં એણે તોરની આનો કિલ્લો જીતી લીધો. બિજાપુરના રાજા અલી આદીલ શાહે એની ફતેહની અદેખાઇ કરીને પોતાના સરદાર અફઝલખાને લશ્કર આપી શિવાજીને વશ કરવા મોકલ્યો. શિવાજીએ જોયું કે આવાં બળવાન લશ્કરની સામે ટક્કર ઝીલી શકાશે નહીં તેથી દગો રમીને તેનાં લશ્કરનો ઘાણ વાળવાની યુક્તિ કરી. એણે સલાહ કરવાનું ખોટું ડોળ ઘાલીને પ્રતાપ ગઢની ટેકરી આગળ અફઝલખાંને પોતાના એક સરદાર સાથે બોલાવ્યો; જે શિવાજીનો દગો ન જાણતાં તેને મેટવા આવ્યો. શિવાજીએ આ વખતે પોતાની ડગલીની અંદર વાઘનખ નામનું હથિયાર સંતાડી રાખ્યું હતું. જેવો અફઝલખાં તેને મેટવા ગયો કે તેવુંજ તે ભોકી તેને મારી નાંખ્યો અને પોતે એક લશ્કર પાહાડની કઢાણમાં સંતાડી રાખ્યું હતું તેને નિશાની કીધી કે તરત તે અફઝલખાંના લશ્કર પર તુટી પડ્યું, અને તેનો નાશ કીધો, ઈ. સ. ૧૬૫૯. ૧૬૬૨ સુધીમાં કલ્યાણથી ગોવા સુધીનો કોંકણ કાંઠો, ભીમા નદીથી વરધા નદી સુધીનો મુલક તથા સુપાથી જંજીરા સુધીનો મુલક શિવાજીને તાબે હતો. એટલે વરસમાં મુગલો સાથે એને અણ બનાવ થયાથી ઔરંગજેબે પોતાના મામા સહિસ્તખાંને પૂણા કબજે કરવા મોકલ્યો. શિવાજીના ઘરમાં તેણે મુકામ કીધો. વેષ બદલી તથા થોડા પોહોરા ચુકાવી સહીસ્તખાંને મારી નાંખવાનો તેણે નિશ્ચય કીધો. પણ શાહિસ્તખાં એ આંગળીનો ભોગ આપીને છટકી જવા પામ્યો. આથી શિવાજીને વધુ હિમત આવી. ૧૬૬૩ માં એણે પેહેલીવાર સુરત લુટ્યું; જ્યાંથી તેને ત્રીશ કરોડ રૂપ્યા મળ્યા. ૧૬૬૪ માં તેણે રાજાનો ખેતાબ ધારણ કીધો, ને પોતાના નામનાં નાણાં ચલાવ્યાં. આથી ઔરંગજેબે

ગુસ્સે થઇને પોતાના સરદાર સહિસ્તખાં, તથા દિલાવરખાં, તથા જેપૂરના રાજા જયસિંગને એની સામે મોકળ્યા. તેઓએ તેને સિંહગઢ-ની લડાઈમાં હરાવ્યો, ને તેના અરધા અરધ કિલ્લા લઈ લીધા. ઇ. સ. ૧૬૬૫. ૧૬૬૬ માં એણે વિજાપુર તાબે કરવાને મોગલોને મદદ કીધી, તેથી ઓરંગજેબે એને માન આપી દિલ્હી બોલાવ્યો. શિવાજી પોતાના કુંવર સંભાજીને સાથે લઇને મોગલ દરબારમાં ગયો, પણ ઔરંગજેબે તેમને દગાથી કેદ કીધા. પછવાડેથી મીઠાઇ-ની ટોપલી જે તે સાધુઓને માટે મોકલતો હતો તેમાં તેઓ એક દીવસ ભરાઇને નાશી ગયા, ને સાધુના વેષમાં રાયગઢ આવી પોહોંચ્યા. ૧૬૭૦ માં એણે બીજીવાર સુરત લૂટ્યું. ૧૬૭૪ માં એણે મહારાજા ધિરાજનો ખેતાબ લીધો. ને પોતાની તૂલના સોનાથી કરી તે સોનું બ્રાહ્મણોમાં વહેંચ્યું. ૧૬૮૦ માં એ મરણ પામ્યો. એના મરણ વિષે એવું કહેવાયછે કે એને એની બીજી બાયડીએ ઝેહેર દઈ મારી નાખ્યો. એ મરેઠી રાજનો સ્થાપનાર હતો. એ મુલક જીતવામાં તેમજ તે પર સારી રીતે હકુમત ચલાવવામાં કુશળ હતો. એનો વડો પ્રધાન શા-મરાજપંથ હતો, જેને ગોવાની લડાઈમાં જીત નહીં મેળવ્યાથી બર-તરફ કરવામાં આવ્યો હતો. એના અષ્ઠ એટલે આઠ પ્રધાન નીચે પ્રમાણે હતાઃ—પેહેલો, પેશ્વા એટલે મુખ્ય પ્રધાન, બીજો, પંચ અ-મત્યા (મેહેસુલનો ઉપરી.) ત્રીજો, સચીવ (સેક્રેટરી) ચોથો, મંત્રી (પ્રા-ઇવેટ સેક્રેટરી.) પાંચમો, સુમંત (પારકાં રાજ્યનો પ્રધાન,) છઠ્ઠો, સેના-પતી (લશ્કરનો વડો) સાતમો, ન્યાયધીશ, આઠમો, પંડીતરાવ (ધર્મશાસ્ત્ર સમજાવનાર.)

---

## સંભાજી ૧૬૮૦–૧૬૮૯.

શિવાજી પછી એનો છોકરો સંભાજી ગાદી ઉપર બેઠો. એણે પોતાની સાવકી માને મારી નખાવી. એ પોતાના બાપના જેવો બહાદુર હતો, પણ ડાહ્યો ન હતો. એ કલુશા બ્રાહ્મણની માઠી સોબતમાં બગડી ગયો હતો. જ્યારે આલમગીર દક્ષિણ જીતવાની કોશિશ કરતો હતો, ત્યારે એ પોતાનો વખત આળસ અને મોજમજાહમાં કાઢતો હતો. એને પોતાના ટુંક અમલમાં ફિરંગી તથા મુગલો સાથે વારંવાર લડાઇ કરવાની ફરજ પડી હતી. એક દિવસ જ્યારે એ નિશામાં ચકચુર હતો ત્યારે મોગળ સ્વારોએ એને ઓચિંતો પકડી લીધો, ને મોગલ દરબારમાં લઇ ગયા, જ્યાં તેને ઔરંગજેબ આગળ ઉભો કીધો. ઔરંગજેબે કહ્યું કે મુસલમાન થાય તો તું બચે, પણ સંભાજીએ ભાન લાવીને કહ્યું કે તારી છોકરી પરણાવે તો હું મુસલમાન થાઉં. ઔરંગજેબે ગુસ્સો કરીને તેની જીભ કપાવી નાંખી, તથા તેના મિત્ર કલુશાને પણ મારી નખાવ્યો.

---

## રાજારામ ૧૬૮૯-૧૭૦૦.

એ શિવાજીની બીજી બાયડી જેને સંભાજીએ મારી નાંખી હતી તેનો દીકરો હતો. સંભાજીના મરણ પછી એને મરેઠાઓએ ગાદીપર બેસાડયો. એણે દેશના બચાવની ગોઠવણો કરી. જ્યારે મુગલોએ દખણપર સ્વારી કીધી ત્યારે એ સરદારોના સમજાવ્યાથી જીંજીના કિલ્લામાં ભરાઈ બેઠો. પછી મુગલોએ તે કિલ્લો ૧૬૯૮ માં લઇ લીધો, અને એને કેદ પકડયો. પણ એ લાંચ આપી છુટો થયો. એ ૧૭૦૦ માં મરણ પામ્યો.

---

## શિવાજી બીજો ૧૭૦૦-૧૭૦૮.

રાજારામને બે છોકરા હતા. તેમાંથી વડો શિવાજી જે દશ વર્ષનો હતો તે ગાદીપર આવ્યો. એ નાનો હોવાથી એની મા તારાબાઈ રાજ કારભાર ચલાવવા લાગી. તેણીએ ઔરંગજેબને એટલા સુધી હંફાવ્યો કે તે મરેઠાઓને પોતાના મરણ સુધી વશ કરી શક્યો નહીં. એ રાજ કરતો હતો ત્યારે ૧૭૦૮ માં મુગલ દરબારમાંથી છૂટીને સંભાજીનો છોકરો શાહુ આવ્યો; કેટલાક મરેઠા સરદારો શાહુને મળી જવાથી સતારાની ગાદી તેને મળી, ને તારાબાઇએ કોલ્હાપુરમાં રાજધાની કરી.

---

## શાહુ પેહેલો ૧૭૦૮-૧૭૪૯.

ઔરંગજેબે સંભાજીને મારી નખાવ્યો, ત્યારે તેની રાણી તથા છ વરસના કુંવર શાહુને નજર કેદ રાખ્યાં હતાં. ઔરંગજેબની કુંવરી તેઓપર ઘણી માયા રાખતી. ઔરંગજેબ શિવાજી અને સંભાજીને ચોર ગણતો, તેથી મશ્કરીમાં કુંવરનું નામ શાહુ (ચોર) પાડયું. ઔરંગજેબે એને સારી કેળવણી આપી, પોતાની ફોજમાંના આબરૂદાર મરેઠા સરદારની બે છોકરી સાથે તેનાં લગ્ન કરાવ્યાં. ઔરંગજેબના મરણ પછી તેના છોકરા આજીમને શાહુ રાજ સોંપવામાં આવ્યો હતો. શાહુએ આજીમને તાબે રહેવું એવો કોલ આપીને પોતાના બાપની ગાદી લેવાની તજવીજ રાખી. તેની સામે તારાબાઈ થઈ. આ વખતે ઘણા મરેઠા સરદારો શાહુને મળી જવાથી તારાબાઈને કોલ્હાપુર નાશી જવું પડયું. શાહુ પુણા તથા સતારામાં રાજ કરવા લાગ્યો. આ રીતે શિવાજીના વંશની બે શાખા થઈ. એક સતારામાં અને બીજી કોલ્હાપુરમાં. સતારાનું રાજ ૧૮૪૮ માં અંગ્રેજી રાજ સાથે

જોડી નાંખ્યું, પણ કોલ્હાપુરમાં હાલબી મરાઠાનું રાજ છે. શાહુ મુગલ દરબારમાં કેળવાયાથી મોજમજાહ મારતાં શીખ્યો હતો, તેથી રાજનો સઘળો વહિવટ એનો મુખ્ય પ્રધાન બાલાજી વિશ્વનાથ ચલાવતો હતો. શાહુએ ૧૭૧૪ માં તેને પેશ્વા બનાવ્યો. પછવાડેથી બાલાજી પુણામાં સ્વતંત્ર રીતે રાજ કરવા લાગ્યો, અને શાહુ અને તેની પછી આવનારાઓ માત્ર નામનાજ સતારાના રા . રહ્યા. એના વખતમાં ત્રણ પેશ્વા થઈ ગયા. બાલાજી વિશ્વનાથ, બાજીરાવ પેહેલો, અને બાલાજી બીજો. બાલાજી બીજાના વખતમાં એ ૧૭૪૯ માં મરણ પામ્યો. (જે વખતે શાહુ પોતાના બાપની ગાદી લેવા જતો હતો ત્યારે એક ખેતરમાં એક બુઢી બાઈ પોતાના પૌત્રને રમાડતી હતી. શાહુએ પોતે કોણ છે તથા ક્યાં જાયછે તે કહી સંભળાવ્યાથી તે બુઢી બાઈએ તે બચ્ચાંનું શાહુ આગળ નમન કરાવ્યું. આ ઉપરથી શાહુએ કબુલાત આપી કે જો તે પોતાના બાપની ગાદી લેવામાં ફતેહ પામે તો તેણીનાં બચ્ચાંને ચોકસ જાગીર ભેટ આપશે. પછી શાહુને ગાદી મળવાથી તે છોકરાને અકલકોટ તરફ એક જાગીર આપી, જ્યાં આજ દીન સુધી તેના વારસો અકલકોટના રાજા તરીકે રાજ કરેછે.)

---

## રામ રાજા ૧૭૪૯-૧૭૭૭.

શાહુની પછી રામરાજા બાલાજી બીજાના વખતમાં સતારાની ગાદીપર આવ્યો. એ તારાબાઇના છોકરા શિવાજી બીજાનો છોકરો હતો. પેહેલા શાહુના મરણ પછી પેશ્વાની સત્તા તોડવાને મરેઠાઓએ ઘણીક યુક્તિ કરી, પણ તેમાં પેશ્વાની ચતુરાઈથી તેઓ નિષ્ફળ ગયા. બાલાજી બાજીરાવે એવું કરારનામું કીધું કે મહાન શિવાજીના

વંશજો સતારામાં રાજ્ય કરે, તથા પેશ્વાઓ ગાદીએ બેસે ત્યારે તેઓ-ને માથે પાઘડી પેહેરાવે, એટલોજ અધિકાર તેઓને સોંપ્યો હતો. ૧૭૭૭ માં રામરાજા નસંતાન મુઓ. એણે ભોંસલે કુળના શાહુ નામે છોકરાને દત્તક કરી લીધો હતો.

---

## શાહુ બીજો ૧૭૭૭-૧૮૧૮.

૧૮૦૧ માં એણે પેશ્વાથી સ્વતંત્ર થવાનો આગલા રાજાની માફક વિચાર કીધો, પણ તે ફોકટ ગયો. અને બાજીરાવ બીજો જે તે વખતે પેશ્વા હતો તેણે એને અને એના બે છોકરા બાળા સાહેબ (પ્રતાપ સિંગ,) અને શાહાજી (આપા સાહેબ) ને કેદ કીધા. શાહુ બીજો બંદીખાનામાં મરણ પામ્યો.

---

## પ્રતાપ સિંગ (બાળા સાહેબ) ૧૮૧૮-૧૮૪૦.

અંગ્રેજે ૧૮૧૮ માં પેશ્વાનું રાજ્ય લીધા પછી કેદખાનામાંથી એને છોડ્યો, ને એના બાપની સતારાની ગાદીપર બેસાડયો. ૧૮૩૭ માં એની ઉપર ફિતુરનો વેહેમ અંગ્રેજને આવ્યો ને ૧૮૪૦ માં એને ગાદીપરથી ઉઠાડી મુકી એના ભાઈ શાહાજી (આપા સાહેબને) બેસાડયો.

---

## શાહાજી (આપા સાહેબ) ૧૮૪૦-૧૮૪૮.

૧૮૪૮ માં આપા સાહેબ નસંતાન મરી ગયો, અને તેના રાજમાં ગેર બંદોબસ્ત ચાલ્યો તેથી અંગ્રેજોએ સતારાનું રાજ્ય ખાલસ કીધું. એના દત્તક રાજારામ ભોંસલેને વરસ દહાડે પચાશ હજાર રૂપીઆનું પેનશન મળતું. હાલ તેના વારસોને પણ સતારાની ગાદી બદલ અંગ્રેજો તરફથી થોડુંક લવાજમ મળેછે.



## પેશ્વાઓની વંશાવળી ૧૭૧૪-૧૮૧૮.

| | | | |
|---|---|---|---|
| બાલાજી વિશ્વનાથ | ૧૭૧૪ | થી | ૧૭૨૦ |
| બાજીરાવ પેહેલો (બલ્લાળ) | ૧૭૨૦ | ,, | ૧૭૪૦ |
| બાલાજી બીજો | ૧૭૪૦ | ,, | ૧૭૬૧ |
| માધવરાવ | ૧૭૬૧ | ,, | ૧૭૭૨ |
| નારાયણ રાવ | ૧૭૭૨ | ,, | ૧૭૭૩ |
| સવાઇ માધવરાવ | ૧૭૭૪ | ,, | ૧૭૯૫ |
| બાજીરાવ બીજો | ૧૭૯૫ | ,, | ૧૮૧૮ |

---

### બાલાજી વિશ્વનાથ ૧૭૧૪-૧૭૨૦.

શાહુ જે વખતે પોતાના બાપની ગાદી લેવાને આવ્યો ત્યારે જે મરેઠા સરદારો એને મળી ગયા તેઓમાં એ મુખ્ય હતો. ૧૭૧૪ માં શાહુ રાજાએ એને સઘળો કારભાર સોંપ્યો, ત્યારથી તે પેશ્વાઈ પદપર આવ્યો. એણે પોતાની હુશિઆરીથી મરેઠી રાજ્યને ઘણું વધાર્યું. ૧૭૧૮ માં બાલાજી એક ફોજ લઇને સૈયદ ભાઇઓની મદદે નિજામ-ઉલ-મુલ્કની સામે ગયો, અને તેના બદલામાં સૈયદોએ તેને ચોથ, સરદેશ મુખી અને સ્વરાજ્ય આપ્યું. એ સાસવડમાં ૧૭૨૦ માં મરણ પામ્યો.

---

### બાજીરાવ પેહેલો (બલ્લાળ) ૧૭૨૦-૧૭૪૦.

એ બાલાજી વિશ્વનાથનો છોકરો હતો. એ શાહુના વખતમાં પેશ્વા તરીકે રાજકારભાર ચલાવવા લાગ્યો. લડાઈ તથા બહાદુરીના કામોમાં જે કુશળતા બતાવતા, તેઓને તે જાગીરો આપી ઉત્તેજન

આપતો. એના વખતમાં રાણોજી સિંધીઆ જે એનાં પગરખાં સાચવનાર હતો, તેને માળવાના ઈશાન કોણમાં એક જાગીર આપી, જ્યાં હાલ ગવાલિયરમાં તેના વંશજો સિંધિયા તરીકે રાજ્ય કરેછે. મલ્હારરાવ હોલ્કર નામનો ભરવાડના વંશનો એક ઘોડેસ્વાર તરીકે એના લશ્કરમાં નોકરી હતો, તેને ઈંદોર અને તેની આસપાસના મુલકની ભેટ આપી. તેના વંશજો હાલ હોલ્કર તરીકે ઈંદોરમાં રાજ્ય કરેછે, તથા દામાજી ગાયકવાડ જે પીલાજી ગાયકવાડનો છોકરો હતો તે શાહુ રાજાનો ઉપસેનાપતિ હતો. તેના વંશજો હાલ વડોદરામાં ગાયકવાડ તરીકે રાજ્ય કરેછે. ત્રીંબકરાવ દાભાડે જે શાહુ રાજાનો સેનાપતી હતો તે શાહુને પોતાના પક્ષમાં લઈને બાજીરાવની સત્તા તોડવાને ચાહતો હતો, અને નિઝામ-ઉલ-મુલ્ક સાથે જોડાઈ જવાનો ઈરાદો રાખતો હતો, પણ તેની અગાઉ બાજીરાવે ચતુરાઈથી તેને ૧૭૩૪ માં ડભોઈની લડાઈમાં હરાવીને મારી નાંખ્યો. પછી બાજીરાવે આખો ભરત ખંડ જીતવાનો નિશ્ચય કીધો, અને દિલ્હી તરફ વધ્યો. દિલ્હીના પાદશાહે ગભરાઈને દખ્ખણના સુબેદાર નિઝામ-ઉલ-મુલ્કને પોતાની મદદે બોલાવ્યો. ભોપાલ આગલ બંને વચ્ચે લડાઈ થઈ, તેમાં બાજીરાવે મુગલાઈ લશ્કરના વડા નિઝામ-ઉલ-મુલ્કને ૧૭૩૬ માં હરાવ્યો, અને તેની પાસે આખો માળવા પ્રાંત, ચંબલ અને નર્મદા વચ્ચેનો મુલક, અને લડાઈનો ખરચ બદલ પચાશ લાખ રૂપ્યા દિલ્હીના શેહેનશાહ પાસે અપાવવાનું કબુલ કરાવ્યું. ૧૭૩૯ માં એ પેશ્વાના ભાઈ ચીમનાજી આપાએ બે મહિનાસુધી ભારે લડાઈ કરીને ફિરંગી લોકો પાસેથી વસાઈનો કિલ્લો લઈ લીધો. એજ વરસમાં એણે નિઝામનું રાજ્ય જીતવાને કોશેશ કરી, પણ તે નિષ્ફળ થયો. એના જેવો મરેઠાઓમાં કોઈ બહાદુર

સરદાર થયો નથી. માત્ર શિવાજીજ એનાથી ચઢે. એ ૧૭૪૦ માં મરણ પામ્યો. રાજ્ય જીતવામાં જેવો એ બહાદુર હતો તેવો રાજ્ય કારભાર ચલાવવામાં કુશળ ન હતો. એણે મરેઠી સત્તાને પૂર્ણ કળાએ ચઢાવી. એના અકાળ મરણથી પેશ્વાઈ રાજને મોટો ગોદો લાગ્યો.

---

## બાલાજી બીજો ૧૭૪૦-૧૭૬૧.

એ બાજીરાવ પેહેલાનો છોકરો હતો. ૧૭૪૧ માં એણે કર્ણાટકપર હુમલો કીધો, અને ત્યાંના નવાબ દોસ્ત અલીને અંગ્રેજની પેહેલી લડાઇમાં હરાવ્યો; અને એ લડાઇમાં ચંદા સાહેબ જે એના જમાઈ તથા વજીર થતો હતો તે મોરારીરાવથી કેદ પકડાયો. રાઘોજી ભોંસલે જેને બાજીરાવ પેહેલા સાથે બનતુ ન હતું તે એને પેશ્વાઈ મળવામાં સામો થયો. પણ તેની મેહેનત ફોકટ ગઇ. અને દિલ્હીના શેહેનશાહે બાજીરાવને માળવા વગેરે જે મુલક આપ્યા હતા તેનો પટો એને મળ્યો. ૧૭૪૮ માં શાહુ રાજા મોજમજાહ મારીને સતારામાં મરણ પામ્યો. ત્યારથી પુણામાં એણે પોતાની રાજધાની કરી. ૧૭૫૭ માં એણે આર્કાટ પર બીજીવાર ચઢાઇ કરી, અને ત્યાંના અને મહીસુરના રાજા પાસેથી ખંડણી લીધી. ૧૭૫૮ માં પેશ્વાના ભાઇ રાઘોબા (રઘુનાથરાવ) એ લાહોરપર ચઢાઇ કરી. ૧૭૬૦ માં એના ભાઈ સદાશીવરાવ ભાઉએ નિજામ સલાબત જંગને ઉદગીરની લડાઈમાં હરાવ્યો. ૧૭૬૧ માં એક મોટું લશ્કર એણે પોતાના ભાઈ સદાશિવરાવની સરદારી તળે અહમદશાહ અબદલી (દુરાની) ની સામે મોકલ્યું. પાનીપત આગળ એક મોટી લડાઈ થઈ, જેમાં સદાશિવરાવ ભાઉ, પેશ્વાનો વડો છોકરો વિશ્વાસરાવ, જંકોજી સિંધીઆ, ઇબ્રાહીમ ગાર્ડી વગેરે ઘણા મોટા સરદારો માર્યા ગયા. આથી પે-

આને ભારે દલગીરી ઉપજી, અને તે એજ વરસમાં મરણ પામ્યો. એના વખતમાં મરેઠાની સત્તા નીચે પ્રમાણે હતીઃ—(૧) પુણામાં, પેશ્વાનું રાજ. (૨) વડોદરામાં, પીલાજીના પુત્ર દામાજી ગાયકવાડનું. (૩) માળવાના દક્ષિણ ભાગમાં, હોલ્કરનું. (૪) માળવાના ઈશાન ખુણામાં, રાણોજીના છોકરા જૈયાપા સિંધીયાનું. (૫) કોલ્હાપુરમાં, શાહુના પિત્રાઈ ભાઈ સંભાજીનું. (૬) ધારમાં, આનંદરાવ પુવારનું. (૭) વરાડમાં, રાઘોજી ભોંસલેનું. (૮) અકલ કોટમાં, ફત્તેહસિંગ ભોંસલેનું.

---

## માધવરાવ પેહેલો ૧૭૬૧-૧૭૭૨.

બાલાજીનો વડો છોકરો વિશ્વાસરાવ પાનીપતના મેદાનમાં મરણ પામવાથી, બીજો છોકરો માધવરાવ પેશ્વા થયો. એ ઘણો બહાદુર તથા વિવેકી હતો. એ નાનો એટલે સત્તર વરસની ઉમ્મરનો હતો તેથી એનો કાકો રાઘોબા રાજકારભાર ચલાવતો. ઉમ્મરે પુગતાંજ એણે સઘળી સત્તા હાથમાં લીધી. ૧૭૭૨ માં એણે હૈદર અલીને ચેરકુલીની લડાઈમાં હરાવ્યો. એણે પોતાના કાકા રાઘોબાને કેદ કીધો, કારણ કે તેણે બંડ કરી રાજનો અરધો ભાગ માંગ્યો. એના વખતથી પુણાની દરબારમાં નીચલા પાંચ કારભારી તથા સરદારો હતા. (૧) નાના ફડનવીસ. (૨) સખારામ બાપુ. (૩) રામશાસ્ત્રી (પ્રખ્યાત ન્યાયાધીશ.) (૪) ત્રિબકરાવ મામા તથા (૫) હરીપંત ફડકે, (બહાદુર સરદારો.) એ અઠાવીસ વરસની ઉમ્મરે ૧૭૭૨ માં મરણ પામ્યો.

---

## નારાયણરાવ ૧૭૭૨-૧૭૭૩.

માધવરાવને પુત્ર ન હતો તેથી તેનો ભાઈ નારાયણરાવ પેશ્વા થયો. તેને બદલે રાઘોબા પાછો કારભાર ચલાવવા લાગ્યો. રાઘોબાએ

૧૭૭૩ માં પોતાની બાયડી આનંદીબાઈની શીખવણીથી, પોતે પેશ્વાઈ મેળવવા સારૂ, સીપાઇઓને લાંચ આપીને તેનું ખુન કરાવ્યું, ને પોતે પેશ્વાનો ઓદ્ધો ધારણ કીધો. પણ નાના ફડનવીસ, સખારામ બાપુ, હરીપંત, અને ત્રીંબકરાવ મામા વગેરે મુખ્ય મરેઠી સરદારો તેની સામા થયા. જોકે રાઘોબાએ પેહેલાં તેઓને હરાવ્યા, તોપણ ૧૭૭૪ માં નારાયણરાવની બાયડીએ એક પુત્રને જન્મ આપ્યો તેથી રાઘોબાને પૂણા છોડવું પડ્યું, ને મરેઠી સરદારોએ આ બાળકને પેશ્વા તરીકે જાહેર કીધો, ને પોતે રાજકારભાર ચલાવ્યો. રાઘોબાએ મુંબઈની સરકારની મદદ માંગી, જે તેને મળી.

---

## સવાઈ માધવરાવ ૧૭૭૪-૧૭૯૫.

મરેઠી સરદારોએ સવાઇ માધવરાવને ૧૭૭૪ માં પેશ્વા બનાવ્યો. પણ મુંબઈના અંગ્રેજોએ રાઘોબાને ગાદી અપાવવા માટે મદદ કરી તેથી ૧૭૭૫ થી ૧૭૮૨ સુધી મરેઠા અને અંગ્રેજો વચ્ચે લડાઇ ચાલ્યા કીધી. પણ અંગ્રેજો મરેઠા સામે પુરેપુરા ફાવી શક્યા નહીં, અને ૧૭૮૨ માં સાલબાઈ આગળ અંગ્રેજ અને મરેઠા વચ્ચે સલાહ થઈ. જેની એક સરત મુજબ રાઘોબાને પેશ્વા તરફથી મહીને દહાડે પચીશ હજાર રૂપ્યા મળતા થયા, અને અંગ્રેજોએ સવાઇ માધવરાવને પેશ્વા તરીકે કબુલ રાખ્યો. આ વખતે માહાદાજી સીંધ્યા એક પ્રખ્યાત લડવૈયો હતો. તેણે દિલ્હીના બાદશાહને કબજામાં રાખ્યો હતો, અને હોલ્કરને ૧૭૯૨ માં લકહેરી, જે અજમેર આગળ છે ત્યાં હરાવ્યો હતો. તે સિંધ્યાએ નાનાફડનવીસની સત્તા ઓછી કરવાને નિશ્ચય કર્યો, અને પુણે આવ્યો. પણ ૧૭૯૪ માં આ બળવાન સરદાર મરણ પામ્યો. ૧૭૯૫ માં નિજામે ચઢેલી ખં-

ડણી નહીં ભરી, તેથી પેશ્વાએ તેના મુલકપર ચઢાઇ કીધી, ને તેને કુર્દલાની (અહમદનગરથી ૬૦ માઇલ દૂર) લડાઇમાં હરાવ્યો. તથા તેને ત્રણ કરોડ રૂપ્યા, અને કેટલોક મુલક આપવાની ફરજ પાડી. એજ વરસમાં પેશ્વાએ અગાશીએથી ભૂસ્કો મારીને આપઘાત કીધો, કારણ કે તે ૨૧ વરસનો થયો તોપણ નાનાફડનવીસે તેને તેની સત્તા સોંપી નહીં, તથા રાઘોબાના છોકરાઓને નાનાએ કેદ રાખ્યા હતા તેઓને એ પેશ્વાએ છોડવવાની કોશેશ કરી તેમાંથી તેને ફાવવા દીધો નહીં. ૧૭૯૫.

---

## બાજીરાવ બીજો ૧૭૯૫-૧૮૧૮.

એ રાઘોબાનો છોકરો હતો. સવાઇ માધવરાવ નસંતાન મુઓ તેથી રાજના મુખ્ય અધિકારીઓ નાનાફડનવીસ તથા દોલતરાવ સિંધ્યાએ એને ગાદી સોંપી. એ ઘણો નબળો પેશ્વા હતો. મરેઠી સરદારોને પોત પોતામાં લડાવી મારીને એણે મરેઠી રાજ્યની પડતી આણી. એણે નાનાફડનવીસને અહમદનગરના કિલ્લામાં કેદ કીધો હતો, જ્યાંથી એનો છુટકારો પછવાડેથી થયો હતો. એ પ્રધાન ૧૮૦૦ માં મરણ પામ્યો, જેની સાથે મરેઠી રાજ્યનો રહ્યો સહ્યો જીવ ગયો. એ પેશ્વાના વખતમાં સિંધ્યા અને હોલ્કર વચ્ચે એક ઝગડો ચાલ્યો, જેમાં પેશ્વાએ સિંધ્યાની પક્ષ લીધી, અને હોલકરના ભાઇ વિઠુજીને હાથીના પગતળે કચડાવી નાંખ્યો, તેથી હોલ્કરે એકાએક પુણે આવી બાજીરાવના લશ્કરને હરાવી પુણા કબજે કર્યું. બાજીરાવે વસાઈ જઈ અંગ્રેજોની મદદ માંગી. જે તેઓએ ચોક્કસ સરતોપર તેને આપવા કહી. (જુઓ મરાઠાની બીજી લડાઈ.) ૧૮૦૩ માં પેશ્વાને મદદ આપવા માટે અંગ્રેજોએ સિંધ્યા અને હોલ્કરને હરાવ્યા, અને તેઓને

વશ કરીને સલાહ કરવાની ફરજ પાડી. પાછળથી, ત્રિબકજી ડેંગલે જે એક કાસદ હતો તેને એણે પોતાનો વડો પ્રધાન બનાવ્યો. તેણે ગંગાધર શાસ્ત્રી નામના એક હુશિઆર ન્યાયાધીશને મારી નખાવ્યો, અને પેશ્વાને આડે રસ્તે ચલાવ્યો. આથી અંગ્રેજોએ તેને પોતાના કબજામાં રાખવા માંગ્યો તેથી અંગ્રેજો સામે તે કાવત્રાં કરવા લાગ્યો. અને પાછળથી તેઓ સામે લડાઈ જાહેર કરી. અંગ્રેજોએ તેને ખડકી, કોરેગામ, અને આષ્ટેની લડાઇઓમાં હરાવ્યો. અને તેને પેશ્વાની ગાદીપરથી ઉઠાડી મૂક્યો. એ રીતે પેશ્વાઈ અમલનો છેડો આવ્યો. અને ૧૮૧૮ માં પુણા અંગ્રેજી રાજ સાથે જોડી નાંખીને, તેને કાનપોરની નજદીક બીઠુરમાં જઈ રહેવા ફરમાવ્યું, જ્યાં તે ૧૮૫૩ માં મરણ પામ્યો. એને અંગ્રેજો આઠ લાખ રૂપીઆનું વર્ષાસન આપતા હતા. અંગ્રેજોએ એના દત્તક નાનાસાહેબને તે વર્ષાસન આપતું બંધ પાડવાથી તેણે ૧૮૫૭ માં હિંદી બળવામાં અંગ્રેજોનાં બચ્ચાં છોકરાંને રેહેંસી નાખવામાં મુખ્ય ભાગ લીધો હતો. નાનાસાહેબ નેપાલ તરફ નાશી ગયો, પણ તેના મોહોત વિષે હજુર બરોબર કાંઈ જણાયું નથી.

---

## પ્રકરણ ૫ મું.

## યુરોપીયન સંસ્થાનો.

### ૧. ફીરંગી.

હિંદુસ્તાનપર યુરોપીયન લોકોમાં જે પેહેલ વેહેલો ચઢાઇ કરવાને આવ્યો તે મહાન સિકંદર હતો. તેની પછી છેક પંદરમી સદીની આખેરીએ હિંદુસ્તાન સાથે પેહેલ વેહેલો વ્યાપાર ફીરંગી લોકોએ ચાલુ

કીધો. તેઓની અગાઉ હિંદુસ્તાનનો વ્યાપાર આરબ લોકો રાતા સમુદ્રને માર્ગે મીસર તથા તુર્કસ્તાનના લોકો સાથે ચલાવતા. ત્યાંથી જીનોઆ તથા વેનિસ તરફ જઇને યુરોપમાં ફેલાતો.

ઈ. સ. ૧૪૮૭ માં બાર્થો લોમ્યુડીઆઝ નામના વહાણવટીએ આફ્રિકાના દક્ષિણ ભાગની પ્રદક્ષિણા કીધી, અને ત્યાંની દક્ષિણ ભુશીરનું નામ "કેપ ઑફ સ્ટોર્મ્સ" તોફાની ભુશીર પાડયું. પણ એ માર્ગે હિંદુસ્તાન જેવા ધનવાન દેશ સાથે વેપાર ચલાવ્યાથી મોટો નફો થશે એવી આશાથી તે વખતના પોર્તુગલના રાજા ઈમાન્યુઅલ તેનું નામ "કેપ ઑફ ગુડ હોપ" એટલે સારી આશાની ભુશીર એવું નામ આપ્યું. ઇ. સ. ૧૪૯૭ માં પોર્તુગલના રાજાએ વાસ્કો ડી ગામાને કેટલાંક વાહાણ આપી હિંદુસ્તાન મોકલ્યો. તે આવીને કલીકટ આગળ ઉતર્યો. તે છ મહિના ત્યાં રહ્યો. પેહેલાં તેને ત્યાંના રાજા ઝામોરીન તરફથી ઘણું સન્માન મળ્યું, પણ ત્યાંના વેપારીઓએ રાજાને સમજાવ્યાથી તેને ત્યાંથી પાછું સ્વદેશ જવું પડયું. તે વખતે સીકંદર લોદી દિલ્હીમાં રાજ કરતો હતો. ૧૫૦૦ માં કાબ્રાલ પોર્તુગલથી નીકળ્યો. પણ તેનાં વહાણને તોફાન નડવાથી તે પશ્ચિમ તરફ ઘસડાઈ ગયાં, અને બ્રાઝીલ દેશનો શોધ લાગ્યો, ઇ. સ. ૧૫૦૦. ત્યાંથી તે કોચીન આવ્યો, ૧૫૦૧. વાસ્કોડી ગામાએ ૧૫૦૨ માં બીજીવાર હિંદુસ્તાન આવી કલીકટના રાજા ઝામોરીન સાથે લડાઇ કીધી, પણ ફાવ્યો નહીં તેથી તે પોર્તુગલ તરફ પાછો ફર્યો. ૧૫૦૫ માં ફ્રાન્સીસ્કો આલ્મીડા હિંદુસ્તાન માંહેલાં પોર્તુગીઝ સંસ્થાનોનો પેહેલો સુબો નેમાઇને આવ્યો. તેણે કારવારની નજદીક અંજેદીવનો કિલ્લો બાંધ્યો. ૧૫૦૯ માં આલફોન્સો આલબુકર્ક નવો સુબો થયો. એણે ૧૫૧૦ માં ગોવા જીત્યું અને તેને હિંદુસ્તાન માંહેલાં ફીરંગી સંસ્થા-

નોની રાજધાની કીધી. તેજ વરસમાં ઈરાની અખાતમાં ઓરમજ-નો બેટ, અને ૧૫૧૧ માં મલાયા દ્વિપકલ્પમાં મલાકા જીતી લીધાં. ૧૫૧૫ માં એ ગોવામાં મરણ પામ્યો. એના મરણ પછી પોર્તુગીઝ સત્તા ઝાઝી વધી નહીં, કારણ કે વલંદા અને અંગ્રેજો તેઓના બળવાન હરીફ થઈ પડયા. ૧૫૩૬ માં દીવનો બેટ તેઓના હાથમાં આવ્યો. હાલ તેમનાં હિંદુસ્તાનમાં ત્રણ સંસ્થાન છે,—ગોવા, દમન, અને દીવ.

---

## ૨. વલંદા.

વલંદા લોકો જેઓ દરિયાઈ સત્તામાં યુરોપના બીજા દેશો કરતાં સોલમી સદીમાં ચઢીયાતા ગણાતા હતા, તેઓને હિંદુસ્તાન સાથે વેપાર કરવાને ઉલટ થઈ. હોટમેન નામના વહાણવટીની સરદારી તળે ૧૫૯૬ માં ચાર વહાણોનો તેઓનો એક કાફલો કેપ ઓફ ગુડ હોપને માર્ગે સુમાત્રા જઈ પુગો. ૧૬૦૨ માં વલંદાઓએ એક ઇસ્ટ ઈંડિયા કંપની નામની મંડળી સ્થાપી. ૧૬૧૦ માં ફીરંગીઓને મસાલાના બેટમાંથી તેઓએ હાંકી કાઢયા, અને બેતવિઆ (જાવામાં) પોતાની રાજધાની કીધી. તેઓના હિંદુસ્તાનમાં મુખ્ય સંસ્થાનો નેગાપટમ (કર્ણાટકમાં) ચીનસુરા (બંગાળામાં, કલકત્તાની નજદીક હુગલી નદીપર) અને પુલીકટ (મદ્રાસ ઈલાકામાં, ચિંગલ પટની નજદીક) હતાં જે હાલ અંગ્રેજોના હાથમાં છે. તે બધાં અંગ્રેજોએ લઈ લીધાં, ૧૭૮૩.

---

### ૩. ડેન.

ડેન લોકોના હિંદુસ્તાનમાં ૧૭ મી સદીમાં બે સંસ્થાન હતાં. એક તંજોરમાં ત્રાંકવી બાર, અને બીજું બંગાળામાં સિરામપોર. એ બંને ૧૮૪૫ માં તેઓએ અંગ્રેજોને વેચ્યાં.

---

### ૪. અંગ્રેજ.

ફીરંગી અને વલંદાઓની માફક હિંદુસ્તાન સાથે વેપાર કરવાને કેટલાક અંગ્રેજ વેપારીઓની એક મંડળી, સોળમી સદીની આખેરીએ ઉભી થઇ. ૧૬૦૦ માં તેઓએ રાણી ઇલીઝા બેથ પાસેથી પૂર્વ તરફના દેશો સાથે, મુખ્ય કરીને હિંદુસ્તાન સાથે, વેપાર કરવાને એક પટો મેળવ્યો. એ મંડળીનું નામ ઇસ્ટ ઈંડિયા કંપની પાડયું. ઇ. સ. ૧૬૦૨ માં કેપટન લેનકેસ્ટરે જાવાની અંદરના બંટુમ શેહેરમાં એક કોઠી સ્થાપી. ૧૬૦૮ માં ઈંગ્લાંડના પેહેલા જેમ્સ રાજા તરફથી કેપટન હોકીન્સ જહાંગીરની દરબારમાં આવ્યો. તે ત્રણ વરસ આગ્રામાં રહ્યો. તેણે હિંદુસ્તાનમાં ચાર ઠેકાણે કોઠી સ્થાપવાનો જહાંગીર પાસેથી હક મેળવ્યો. ૧૬૧૨ માં અંગ્રેજોએ સુરત, અમદાવાદ, ખંભાત અને મસલીપટમમાં કોઠી સ્થાપી.

૧૬૧૫ માં સર ટોમસ રો નામનો અંગ્રેજી એલચી, પેહેલા જેમ્સ રાજા તરફથી જહાંગીરની દરબારમાં આવ્યો. તેને ત્યાં ઘણું માન મળ્યું. ત્રણ વરસ સુધી એ બાદશાહની દરબારમાં રહ્યો, અને કંપનીના ફાયદાને લગતા કેટલાક હક મેળવ્યા.

મસાલાના ટાપુમાં અંગ્રેજો, વલંદા અને ફીરંગીઓમાં એક બીજા સાથે મારામારી થયા કરતી હતી. ૧૬૨૩ માં એમ્બોયનાના ટાપુમાં વલંદાઓએ અઢાર અંગ્રેજો અને તેઓના નોકરોને વિના-

કારણે મારી નાંખ્યા. ૧૬૩૮ માં ડાક્ટર બાઉટન નામના એક સુરતના વૈદ્ય શાહજહાંની છોકરીને સારી કીધી તેથી શાહજહાંએ ખુશી થઇને તે ડાકટરના સમજાવ્યાથી અંગ્રેજોને વધુ હક આપ્યા. ૧૬૩૯ માં ફ્રાન્સીસ દેએ નામના અંગ્રેજે ચંદ્રગીરી (મદ્રાસની નજદીક) ના રાજા પાસેથી જમીન ખરીદ કરીને ફોર્ટ સેંટ જોર્જનો કિલ્લો બાંધ્યો, અને મદ્રાસ વસાવ્યું. ૧૬૫૬ માં હુગ્લી નદીપર તેઓએ બીજો એક કિલ્લો બાંધ્યો. ૧૬૬૨ માં ઈંગ્લાંડનો બીજો ચાર્લ્સ રાજા પોર્તુગલના રાજાની છોકરી કેથરાઈન સાથે પરણ્યો, ત્યારે પેહેરામણી દાખલ એ બેટ ચાર્લ્સ રાજાને મળ્યો. તેણે ૧૬૬૮ માં ૬૨ વરસે ૬૨ પૌંડ લેવા કહી, ઇસ્ટ ઈંડિયા કંપનીને તે સ્વાધીન કીધો. ૧૬૯૧ માં કોરોમોંડલ કિનારા આગળ તેગનાપટમમાં ફોર્ટ સેંટ ડેવિડનો કિલ્લો બાંધ્યો. ૧૬૯૬ માં તેઓએ કલકત્તા અને તેની આસપાસની જગ્યા શાહજાદા આઝીમ પાસેથી લીધી, અને ત્યાં ૧૭૦૦ ના વરસમાં ફોર્ટ વિલ્યમ નામનો કિલ્લો બાંધ્યો. ઇસ્ટ ઈંડિયા કંપનીને ફાયદો થતો જોઇને ઈંગ્લાંડમાં એક બીજી કંપની હિંદુસ્તાન સાથે વેપાર કરવાને ઉભી થઈ. એ બેઉ કંપની વચ્ચે ભારે હરિફાઈ ચાલી, ને ૧૭૦૮ ના આખેરીએ જોડાઈ ગઇ; ને તેનું નામ યુનાઇટેડ ઇસ્ટ ઈંડિયા કંપની પડ્યું.

---

## ૫. ફ્રેન્ચ.

ફ્રેન્ચ લોકોએબી અંગ્રેજોની માફક વેપાર કરવાને માટે હિંદુસ્તાન તરફ પોતાના દેશની પેદાએશ ભરીને ૧૬૦૪ માં એક કાફલો મોકલ્યો. તેઓએ ૧૬૬૪ માં એક કંપની ઉભી કીધી. ૧૬૬૯ માં મસલીપટમમાં તેઓએ એક કોઠી સ્થાપી. ૧૬૭૪ માં માર્તીન ના-

મના ફ્રેન્ચ સરદારે બીજાપુરના રાજા પાસેથી થોડી જમીન ખરીદીને પોંડીચરી શેહેર વસાવ્યું. ૧૬૮૮ માં ઔરંગજેબ પાસેથી હુગ્લી નદીપરનું ચંદ્રનગર મેળવ્યું. ૧૭૨૫ માં મહે બંદર લાબુર્ડોને નામના ફ્રેન્ચ અમલદારની બહાદુરીથી તેઓના હાથમાં આવ્યું. હાલ હિંદુસ્તાનમાં તેમનાં પાંચ સંસ્થાન છેઃ—પોંડીચરી, ચંદ્રનગર, મહે, કરીકલ અને યાનાઉન.

---

## પ્રકરણ ૬ ઠું.

### કર્ણાટકમાં પેહેલી લડાઈ ૧૭૪૪-૧૭૪૮.

કર્ણાટકની લડાઇ એ ખરૂં જોતાં અંગ્રેજો અને ફ્રેન્ચોની હિંદુસ્તાનમાં સરશાઈ ભોગવવાની હરીફાઇ હતી, અને આખરે અંગ્રેજોની જીત થવાથી ફ્રેન્ચોની સત્તા તુટી ગઈ.

(લડાઇનું કારણ.) ઇ. સ. ૧૭૪૪ માં યુરોપમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે લડાઇ જાગી તેથી બુરબોન અને મોરીશીયસના હાકેમ લાબુર્ડોનેસે હિંદુસ્તાન માંહેલાં અંગ્રેજી સંસ્થાનોપર ચઢાઇ કરી. ઇ. સ. ૧૭૪૬ માં તેણે ફોર્ટ સેંટ જોર્જ એટલે ફોર્ટ મદ્રાસપર ચઢાઇ કીધી અને તે લઇ લીધું. તેણે તે કિલ્લા માંહેલા અંગ્રેજો સાથે ઘણીજ નરમાસ ભરેલી ચાલ ચલાવી, અને ચાર લાખ રૂપે અંગ્રેજોને તે પાછું આપવા જણાવ્યું. આથી પોંડીચરીનો હાકેમ ડુપ્લે, જે એનો હરીફ હતો તે ગુસ્સે થયો. આ બે ફ્રેન્ચ સરદારોની હરીફાઈને લીધે હિંદુસ્તાનમાં ફ્રેન્ચ સત્તા ઘણી તુટી ગઈ. પછી લાબુર્ડોને મોરીશીયસ ગયો, જ્યાંથી તેને ફ્રાન્સ બોલાવી બેસ્ટીલના કિલ્લામાં કેદ કીધો. જ્યાંથી તેનો છુટકારો કરવામાં આવ્યો હતો, ૧૭૪૯.

ઇ. સ. ૧૭૪૭ માં ડુપ્લેએ ફોર્ટ સેંટ ડેવીડપર હુમલો કીધો, જ્યાંથી તેને મેજર લોરેન્સે હાંકી કાઢયો.

૧૭૪૮ માં અંગ્રેજોએ પોંડીચરીપર ઘેરો ઘાલ્યો. પણ તેઓ ત્યાં કાંઇબી કરે તેની અગાઉ યુરોપમાં "એલાશાપેલ" ની સલાહ થઇ જેની રૂએ મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું.

૧૭૪૯ માં, તંજોરના રાજા શાહુને તેના ભાઇ પ્રતાપસિંગે ગાદીપરથી ઉઠાડી મૂકયો. આથી શાહુએ અંગ્રેજોની મદદ માંગી અને તેના બદલામાં દેવિકોટાનો કિલ્લો આપવા જણાવ્યો. અંગ્રેજોએ મેજર લોરેન્સને લશ્કર આપી મોકલ્યો, પણ તેમાં તેની પુરી ફત્તેહ થઇ નહીં. બીજું વધુ લશ્કર અંગ્રેજોની મદદે આવી પુગવાથી પ્રતાપસિંગે સલાહ કરવા જણાવ્યું, જેના રૂએ પ્રતાપસિંગને ગાદી મળી, અને શાહુને વરસ દહાડે પચાશ હજાર રૂપ્યા મળતા થયા, અને અંગ્રેજોને દેવિકોટાનો કિલ્લો મળ્યો.

---

## કર્ણાટકમાં બીજી લડાઇ ૧૭૪૯-૧૭૫૪.

(લડાઇનું કારણ) ઇ. સ. ૧૭૪૮ માં નિજામ-ઉલ-મુલ્ક, ૧૦૪ વરસની ઉમરે મરણ પામ્યો. તેનો બીજો છોકરો નાઝીરજંગ હેદ્રાબાદની ગાદીએ બેઠો, કારણ કે તેના વડા છોકરાએ ગાદી લેવા ના પાડી. વડા છોકરાનો છોકરો (પૌત્ર) મુજફ્ફરજંગ પોતાના કાકા નાઝીરજંગની સામે થયો. એજ વરસમાં કર્ણાટકની ગાદીના વારસા બાબદ વાંધો ઉઠયો. ૧૭૪૧ માં કર્ણાટકના નવાબ દોસ્ત અલીના અંબુરની લડાઇમાં માર્યા ગયા પછી તેનો છોકરો સફદર અલી નવાબ થયો. સફદર અલીના ખુન પછી તેનો છોકરો મોહોબતખાં નવાબ થયો, અને નિજામ-ઉલ-મુલ્કે પોતાના એક અનુભવી સર-

દાર અનવારૂદીનને રાજકારભાર ચલાવવા નિમ્યો. થોડા વખતમાં મોહોબતખાંના માર્યા ગયાથી અનવારૂદીન પોતે નવાબ થયો. તેની સામે આગલા નવાબ દોસ્ત અલીનો જમાઈ ચંદા સાહેબ થયો. મુજફરજંગ અને ચંદા સાહેબ મળી ગયા, અને ફ્રેન્ચોની મદદ માંગી. નાઝીરજંગ અને અન્વારૂદીને અંગ્રેજોની મદદ માંગી. પછી અંબુરની બીજી લડાઈમાં અનવારૂદીન પોતાના વડા છોકરા સહિત, ચંદા સાહેબ તથા ફ્રેન્ચોથી હાર્યો અને માર્યો ગયો, ૧૭૪૯. નાઝીરજંગ તેની છાવણીમાં પોતાનાજ સિપાઇઓથી માર્યો ગયો, અને મુજફરજંગ હૈદ્રબાદનો નવાબ થયો, અને ચંદા સાહેબ કર્ણાટકનો નવાબ થયો. અનવારૂદીનનો બીજો છોકરો મહમદ અલી નાશીને ત્રીચીનાપોલીમાં ભરાયો. ત્યાં તેના ઉપર ચંદા સાહેબ તથા ફ્રેન્ચોએ ઘેરો નાંખ્યો. મદ્રાસની સરકારે મહમદ અલીને મદદ કરવાનો વિચાર કીધો. એ વેળા રોબર્ટ ક્લાઇવ નામના એક જવાન અમલદારે એવો વિચાર સુચવ્યો કે જો ચંદાસાહેબની રાજધાની આર્કાટપર હુમલો કરવામાં આવે તો, તેના બચાવ સારૂ ચંદા સાહેબને તથા ફ્રેન્ચોને ત્રીચીનાપોલીનો ઘેરો ઉઠાવીને આવવું પડે. મદ્રાસની સરકારે તેનેજ તે કામ સોંપ્યું, અને ૨૦૦ યુરોપીયન અને ૩૦૦ દેશી સિપાઇઓ આપી તેને આર્કાટપર મોકલ્યો. એણે જઈ પોહોંચતાંજ આર્કાટ લઇ લીધું. આ ખબર સાંભળીને ચંદા સાહેબે પોતાના છોકરા રાજા સાહેબને દસ હજાર માણસનું લશ્કર આપીને મોકલ્યો. ક્લાઇવ તેઓ સામે સાત અઠવાડીઆં સુધી પોતાનો બચાવ કીધો. પછવાડેથી મરાઠાના સરદાર મોરારીરાવની મદદ મળતાંજ તેણે રાજા સાહેબને આરનીની લડાઈમાં ૧૭૫૧ માં હરાવ્યો. એજ વરસમાં ડુપ્લેએ બંધાવેલો સ્થંભ તથા ડુપ્લે-ફતેહ-આબાદ નામનું તેનું વસાવેલું શેહેર એ

બંનેનો ક્લાઇવે નાશ કીધો. ૧૭૫૨ માં મેજર લારેન્સ, ક્લાઇવ, મોરારીરાવ, તેનજોરનો રાજા પ્રતાપસિંગ, તથા મહીસુરનો પ્રધાન નાનદીરાજ એઓ મહમદ અલીનો છુટકારો કરવા ત્રિચીનોપોલી ગયા, અને ફ્રેન્ચોને ત્યાંથી હાંકી કાઢયા. ચંદાસાહેબ તેનજોરના લશ્કરના વડા માણાકજીને શરણે ગયો, જેણે તેને દગાથી મારી નાંખ્યો. હવે મહમદ અલી કર્ણાટકનો નવાબ થયો. ૧૭૫૩ માં કલાઇવે મદ્રાસની દક્ષીણે ફ્રેન્ચોના કવલોંગ અને ચિંગલપટના કિલ્લા લઈ લીધા.

૧૭૫૪ માં ડુપ્લેને પાછો ફ્રાન્સ બોલાવી લીધો, અને તેની જગ્યાએ ગોડહ્યુને નેમ્યો. તેણે અંગ્રેજો સાથે સલાહ કીધી. ડુપ્લે ૧૭૬૪ માં ઘણી ગરીબ હાલતમાં પેરિસમાં મરણ પામ્યો.

---

## કર્ણાટકમાં ત્રીજી લડાઈ ૧૭૫૬-૧૭૬૧.

યુરોપમાં ઈ. સ. ૧૭૫૬ માં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે લડાઈ સળગવાથી તેની ચીંગારી હિંદુસ્તાનમાં લાગી. ઈ. સ. ૧૭૫૮ માં ફ્રેન્ચ સરદાર લાલી, જે જાતે આઇરિશમેન હતો, તે એક લશ્કર લઈ ફ્રાન્સથી આવ્યો. તે હિંદુસ્તાનના કારભારથી અણ વાકેફ હતો, અને સ્વભાવે ઘણોજ આકરો તથા બોહોસાલો હતો. તેણે આવતાંને વાર ફોર્ટ સેંટ ડેવિડપર હુમલો કીધો, અને તેનો નાશ કીધો. પછી તેણે બુસીને ફોર્ટ સેંટ જાર્જપર હુમલો કરવા પોતાની મદદે બોલાવ્યો. બુસી લડાઈ કરવા રાજી હતો નહીં તેથી, તથા ફ્રેન્ચ સરદારોમાં કુસંપ હોવાથી તેને તે ઘેરો પાછો ઉઠાવવો પડયો. એજ વરસમાં કોનડોરની લડાઇમાં અંગ્રેજ સરદાર કર્નલફોર્ડે ફ્રેન્ચોને લાલી તથા બુસીની સરદારી તળે હરાવ્યા. ૧૭૬૦ ની ૨૨ મી જાનેવારીએ કર્નલ કુટ જે વિલાયતથી મોટું લશ્કર લઇ આવ્યો હતો

તેણે લાલી અને બુસીનાં ભેગાં ગંજાવર લશ્કરને વાન્ડીવાશ (મદ્રાસની નૈરૂત્યકોણમાં) આગળ હરાવ્યું. એ લડાઈમાં બુસી કેદ પકડાયો. ૧૭૬૧ માં થાએગઢ, ગીંજી, તથા પોંડીચરી અંગ્રેજોએ લઈ લીધાં. ફ્રેન્ચોના ઘણાંખરાં બધાં સંસ્થાનો જતાં રહેવાથી, તથા ઉપરા સાપરી અંગ્રેજોને હાથે હારવાથી તેઓની સત્તા હિંદુસ્તાનમાંથી જતી રહી તેને માટે ૧૭૬૬ માં લાલીને ફ્રાન્સ બોલાવી લઇને તેને મારી નાખવામાં આવ્યો.

---

## બંગાળાની પેહેલી લડાઇ ૧૭૫૬-૧૭૫૭.

ઈ. સ. ૧૭૫૬ માં બંગાળાનો સૂબો અલી વર્દીખાન મરણ પામ્યો. તેની પછી તેનો પૌત્ર સુરાજ દૌલા ૧૮ વરસની ઉમરે નવાબ થયો. એ ઘણો ઘાટકી તથા ઉડાઉ હતો, ને અંગ્રેજોને ઘણોજ ધિક્કારતો હતો.

(લડાઈનું કારણ) આ વખતે અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે લડાઈ જાગી હતી તેથી અંગ્રેજો કલકત્તાનો કિલ્લો ફોર્ટ વિલ્યમ સમારતા હતા તે નહીં સમારવાને નવાબે હુકમ કીધો. તે અંગ્રેજોએ માન્યો નહીં. બીજું કારણ. સુરાજ દૌલાનો એક આદમી કલકત્તામાં નાશી આવી અંગ્રેજોને રક્ષણે રહ્યો. નવાબે તેને માગ્યો. અંગ્રેજોએ તેને આપવા ના પાડી. આથી નવાબને બહુ ગુસ્સો લાગ્યો અને તેણે પોતાની રાજધાની મુર્શીદાબાદની આગળ કાસમ બજાર જ્યાં અંગ્રેજોની કોઠીઓ હતી તે લુટી, અને મોટી ફોજ લઇ કલકત્તા જીતવા આવ્યો. આ વખતે મી॰ ડ્રેક જે ત્યાંનો હાકેમ હતો, તેણે ફ્રેન્ચ તથા વલંદા પાસે મદદ માંગી, પણ તે નહીં મળ્યાથી પોતે કેટલાંક બૈરાં છોકરાં સહીત કલકત્તા છોડીને વહાણોપર આશરો લીધો. બાકી જે રહ્યા તેઓએ હોલવેલ નામના એક મુલકી અમલદારને પોતાનો

સરદાર ઠેરવ્યો. તેઓ ત્રણ દિવસ સુધી લડયા, પણ તેમને તાબે થવું પડયું. નવાબે ૧૪૬ અંગ્રેજોને અઢાર ફુટ ચોરસ એક અંધારી કોટડી, જેને અંગ્રેજીમાં "બ્લેક હોલ ઓફ કલકત્તા" કહેછે તેમાં કેદ કીધા. પાણી તથા હવાની તંગીને લીધે. તથા તે ઉન્હાળાના દિવસ હોવાથી, તેઓમાંના ઘણા બેભાન થઈ પડયા, અને સહવાર પડતાં દરવાજો ઉઘાડયો ત્યારે ૧૨૩ જણ મરી ગએલા માલમ પડયા, અને બાકીના ૨૩ અધમુઆ માલમ પડયા. આ ઘાટકી કામને માટે નવાબને કાંઇબી દલગીરી લાગી નહીં.

મદ્રાસની સરકારને જેવા આ માઠા સમાચાર મળ્યા કે તરતજ તેઓએ કલાઇવને એડમિરલ વોટસનના કાફલા સહીત આ આફતનું વેર લેવાને મોકલ્યો, ઈ. સ. ૧૭૫૬. કલાઇવે આવતાં આવતાં ૧૭૫૬ માં તુલાજી આંગરિયા નામે મરેઠા લુટારાનો ઘેરિઆનો કિલ્લો લઈ લીધો. પછી કલાઇવે કલકત્તા અને હુગ્લી સર કીધાં, અને નવાબને અંગ્રેજો સાથે સલાહ કરવાની ફરજ પાડી, ૧૭૫૭. એજ વરસમાં ફ્રેન્ચોનું સંસ્થાન ચંદ્રનગર, જે કલકત્તાની ઉત્તરેછે તેબી કલાઇવે જીત્યું.

સુરાજ દૌલા ફ્રેન્ચોને પોતાના પક્ષમાં લઈને અંગ્રેજોને હરાવવાની યુક્તિ કરવા લાગ્યો. કલાઇવને એ વાત માલમ પડવાથી સુરાજ દૌલાના લશ્કરના સેનાપતી મીર જાફરને તેણે ગાદીપર બેસાડવાની કબુલાતથી પોતાના પક્ષમાં લીધો. એના જુલમથી ત્રાસ પામીને એ કામમાં ખજાન્ચી રાયદુલભ, એક તવંગર બ્રાહ્મણ અમીચંદ, જગત શેઠ નામનો એક નાણાવટી, અંગ્રેજી એલચી મી૦ વોટ, તથા કલકત્તાની કાઉન્સીલ સામીલ થઈ. જ્યારે લડાઈની સઘળી તૈયારી થઈ ચુકી ત્યારે અમીચંદે જો તેને ત્રીશ લાખ રૂપ્યા નહી

મળે તો બધાને ફસાવવાની ધમકી આપી. કલાઇવે તેની સાથે દગો રમી બે ખત બનાવ્યાં. જેમાંના એકમાં તેણે બીલકુલ સહી કીધી નહીં, અને બીજામાં એડમિરલ વોટસનની ખોટી સહી કીધી. આથી અમીચંદ મુગો રહ્યો. લડાઈ થઈ રહ્યા પછી અમીચંદને ખત ખોટાં માલમ પડવાથી, તે ઘેલો થઈ ગયો.

પછી પ્લાસીના મેદાનમાં કલાઇવની સરદારી તળે ૨૧૦૦ દેશી અને ૯૦૦ અંગ્રેજ સિપાઇઓ, સુરાજ-દૌલાના ૬૦૦૦૦ માણસની સામે લડયા. તેમાં સુરાજ-દૌલા હાર્યો. પાછળથી મીરજાફરના છોકરા મીરાને તેને કેદખાનામાં મારી નાંખ્યો, ૧૭૫૭. (મીરાન ૧૭૬૦ માં વીજળી પડવાથી મરણ પામ્યો.)

મીરજાફરે જો કે પ્લાસીની લડાઈમાં મદદ ન કરી તોપણ કલાઇવે તેને બંગાળા, બહાર અને ઓરિસાનો નવાબ બનાવ્યો. સુરાજ-દૌલાનો ખજાનો લશ્કરી અમલદારો અને સિપાઇઓમાં વહેંચી આપવામાં આવ્યો. કલાઇવનો એકલાનો ભાગ પચાશ લાખ રૂપયાનો હતો. કંપનીને નુકશાનના બદલામાં એક કરોડ રૂપયા. તથા કલકત્તાની આસપાસનો ચોવીશ પરગણાનો મુલક મળ્યો.

---

## બંગાળાની બીજી લડાઇ ૧૭૫૮-૧૭૬૫.

(લડાઈનું કારણ) મીરજાફરને બંગાળાના નવાબ તરીકે ગણવાને દિલ્હીના શેહેનશાહ આલમગીર બીજાના છોકરા શાહઆલમ બીજાએ, તથા અયોધ્યાના નવાબ સુજા-દૌલાએ ના પાડી. તેઓએ પટણાપર ઘેરો નાખ્યો. રામ નારાયણ નામના હિંદુ સુબેદારે તેનો બહાદુરીથી બચાવ કીધો. એટલામાં કલાઇવ મોટું લશ્કર લઇ

આવ્યો. તેનું નામજ સાંભળતાં બેઉ જણા નાશી ગયા. આથી મીરજાફરે ખુશી થઇને કલકત્તાની આસપાસની જગ્યાનું ભાડું જે દર વરસે ત્રણ લાખ રૂપ્યાનું હતું, તે ક્લાઇવને તેની જીંદગી સુધી આપતું કર્યું, ૧૭૫૮.

ઈ૦ સ૦ ૧૭૫૯ માં મીરજાફર અંગ્રેજોની નાણાં સંબંધી ચાલુ માંગણીથી તથા તેઓની આપખુદીથી કંટાલી ગયો. અને તણે ચીનસુરાના વલંદાઓની મદદ માંગી. પણ મીરજાફરનાં લશ્કર સાથે વલંદાઓનું લશ્કર જોડાઈ જાય તેની અગાઉ ક્લાઈવ અને કર્નલ ફોર્ડે વલંદાઓનો ચીનસુરાની લડાઈમાં પરાજય કીધો. અને ચીનસુરાના હાકેમ પાસેથી માફ મંગાવી અને લડાઇનો ખરચ ભરી લીધો. ઈ૦ સ૦ ૧૭૬૦ માં ક્લાઇવ બીજીવાર ઈંગ્લાંડ ગયો. ત્યાં તેને લોર્ડનો ખેતાબ મળ્યો. તેની જગાએ વાનસિતાર્ત નેમાયો. એ વખત શાહ આલમ અને શુજાઉદ્દૌલા પાછા ચઢી આવ્યા. પણ તેમને કર્નલ કાલ્યડે હાંકી કાઢ્યા.

મીરજાફરના રાજમાં ગેર બંદોબસ્ત હોવાથી, તથા તેના સિપાઇઓનો પગાર ચઢી જવાથી, તેઓ હુલ્લડ કરવાની તૈયારીમાં હતા. વાનસિતાર્તે મિરજાફરને ગાદી ત્યાગ કરવા સમજાવ્યું, અને તેના ધનવાન જમાઇ મીરકાસીમને નવાબ બનાવ્યો. મીરકાસીમ પેહલાં અંગ્રેજોના કહ્યાસર ચાલતો, અને ગાદી મળવાની ખુશાલીમાં અંગ્રેજોને મોટી બક્ષિશો કરી, તથા કંપનીને મિડનાપુર, બર્ડવાન તથા ચિતાગોંગ (બંગાળાની પૂર્વમાં) આપ્યાં.

કંપનીના નોકરો વગર જગાતે મીરજાફરના વખતમાં વેપાર કરતા તેવોજ હક તેઓએ મીરકાસીમ પાસે માંગ્યો, જે તણે આપવા ના પાડી, કારણકે તેથી દેશી વેપારીઓને ભારે નુકશાન જતું;

તેથી મીરકાસીમે બધી વેપારીઓના માલપરની જગાતજ કાઢી નાંખી. કલકત્તાની કાઉન્સીલે આ ફેરફારથી ગુસ્સે થઇને મીરજાફરને પાછો નવાબ બનાવ્યો, અને મીરકાસીમ સામે લડાઇ ઉઠાવી. મીરકાસીમે મુર્શીદાબાદથી પોતાની રાજધાની કાઢી, મોંગીરમાં કીધી, અને ત્યાં યુરોપીયન અમલદારો મારફતે પોતાનાં લશ્કરને કવાયદ શીખવી. ૧૭૬૩ માં ઘેરીઆની લડાઇમાં મેજર એડમ્સે તેને હરાવ્યો, ને તેનું મોંગીર શેહેર લઇ લીધું. મીરકાસમ પટણામાં ભરાયો. અંગ્રેજી લશ્કરે પટણાપર કુચ કરી. મીરકાસીમે ધમકી આપી કે જો અંગ્રેજો પટણાપર ચઢી આવશે તો તે પટણા માંહેલા ૧૫૦ અંગ્રેજોને કાપી નાંખશે. આ ધમકી તેણે અમલમાં આણી, ને સામરૂ નામના એક ફ્રેન્કો-જર્મન પાસે તેમને મારી નખાવ્યા.

૧૭૬૪ માં અંગ્રેજ સરદાર મેજર કરનાકે પટણા, અને કોરાહ (કાલ્પી) આગળ, અને મેજર મનરોએ બકસર આગળ, શાહ આલમ બીજા, શુજા દૌલા તથા મીરકાસીમને હરાવ્યા. પછી શાહ આલમ અંગ્રેજોને મળી ગયો. તેજ વરસમાં મેજર મનરોના હાથ નીચેના સિપાઇઓએ બળવો કર્યો. તેઓમાંના ચોવીશ આગેવાનોને તોપને મોહડે ઉડાડી બળવો બેસાડી દીધો.

એજ વરસમાં અંગ્રેજોએ અયોધ્યાપર ચઢાઈ કીધી, અને લકનો, તથા અલાહાબાદ લીધાં. પછી સુજા દૌલા તાબે થયો.

મીરજાફર ૧૭૬૫ માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો નિજામ-ઉડ-દૌલા ગાદીએ આવ્યો. પણ વરસ દહાડે ત્રેપણ લાખ રૂપ્યા લેવાની બોલીએ, બંગાળા, બહાર અને ઓરિસા શાહઆલમે અંગ્રેજોને સ્વાધીન કર્યાં. તેથી નિજામ-ઉડ-દૌલાને પેનશનપર ગાદી છોડવી પડી.

એજ વરસમાં બંગાળામાં જોઇતા સુધારા કરવાને ક્લાઇવ સ્વતંત્ર સત્તા લઈ ઈંગ્લાંડથી છેલ્લીવાર આવ્યો.

ક્લાઈવના સુધારાઃ—એણે બંગાળા, બહાર, તથા ઓરિસા અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાંખી, તેની મેહેસુલ લેવાની સત્તા અંગ્રેજોને સોંપી કંપનીના નોકરોનો પગાર વધારી આપ્યો, અને તેમને ખાનગી વેપાર કરતા અટકાવ્યા. લશ્કર જ્યારે લડાઈપર જાય ત્યારેજ તેમને બેવડું ભાથું મળે. આ કારણથી બસો અમલદારોએ એકજ દહાડે મેજર મેકડોવેલને પોતાનાં રાજીનામાં આપ્યાં. તેઓની જગ્યા મદ્રાસથી માણસો લાવીને ક્લાઇવે પુરી. પછી ૧૭૬૭માં તે ઈંગ્લાંડ ગયો, જ્યાં તે ૧૭૭૪ માં મરણ પામ્યો.

---

## રોહિલા લોકો સાથે લડાઈ

રોહિલા લોકો રોહિલખંડના રહેવાસી હતા. રોહિલખંડ અયોધ્યાની વાવ્ય કોણમાં આવેલો છે. એ લોક પેહેલાં અહમદશાહ અબદલીની સ્વારીની વખતે આવેલા અફગાનો હતા. તેઓની સંખ્યા ૨૫૦૦૦ ની હતી. પેહેલાં મરાઠા અને રોહિલા વચ્ચે લડાઈ ચાલી. કારણકે મરેઠાઓ તેઓના મુલક તરફ ધસી ગયા હતા. તેઓને અટકાવવાને માટે રોહિલાઓએ આઉદના તે વખતના નવાબ સુજાદૌલાની મદદ માંગી હતી, અને તે લડાઇમાં જો રોહિલાઓની જીત થાય તો તેને ૪૦ લાખ રૂપ્યા આપવા કબુલ થયા. સુજા-દૌલાએ તેઓને મદદ આપીને મરાઠાઓને હાંકી કાઢયા, પણ પછવાડેથી કબુલેલા ૪૦ લાખ રૂપ્યા આપવાની ના પાડી. આથી સુજા દૌલાએ ઉપલીજ રકમ આપવાની કબુલાતથી રોહિલાઓની સામે વારન હેસ્તિંગ્સની મદદ માગી. વારન હેસ્તિંગ્સે કર્નલ ચેમ્પીઅનની સરદારી

તળે લશ્કર મોકળ્યું, તેણે રોહિલાઓના સરદાર હાફિઝ રહેમતને કતરા (રામપુર) અને બાબુલ-નલાની લડાઈમાં હરાવ્યા, અને તેઓને ત્યાંથી હાંકી કાઢયા. આ લડાઇમાં હાફિઝ રહેમત માર્યો ગયો, ૧૭૭૪. ઉપલા રૂપીઆની રકમ વોરન હેસ્તિંગ્સે લડાઇ થઇ રહ્યા પછી માંગી. એ સુજા-દોલાથી નહીં આપી શકાવાથી હેસ્તિંગ્સે તેની મા અને દાદી પાસેથી જોર જુલમથી કઢાવી કંપનીને ભરી. આને માટે કોર્ટ ઓફ ડાયરેકટરોએ હેસ્તિંગ્સને ઠપકો આપ્યો.

---

## મૈસુરની પેહેલી લડાઈ ૧૭૬૭-૧૭૬૯.

મૈસુરનું રાજ્ય પેહેલાં હિંદુ રાજાઓના હાથમાં હતું. ઈ० स० ૧૭૬૦ માં ત્યાંનો રાજા બુદ્ધિ હિણ હોવાથી સઘળો કારભાર નંદરાજ નામનો દિવાન ચલાવવા લાગ્યો. હૈદર તે વખતે મૈસુરના લશ્કરમાં એક નાયક હતો. (લડાઇનું કારણ) તેણે રાજાને ગાદીપરથી ઉઠાડી મુકી તથા નંદરાજને મોટી રકમ નાણાંની રકમ આપી ગાદી લીધી, ૧૭૬૧. પછી ૧૭૬૩ માં તેણે બેદનોરના કિલ્લાપર હુમલો કરી તે લઇ લીધો. ત્યાંથી તેને પુષ્કળ ખજાનો મળ્યો. એ ફતેહથી સંતોષ ન પામતાં તેણે આસપાસના મુલકોપર ચઢાઇ કીધી. એનું જોર નરમ પાડવા અંગ્રેજોએ પોતાની પક્ષમાં મરેઠા અને નિજામને લીધા. મરેઠાઓ એકલા પેહેલાં તેના મુલકપર ચઢાઈ કરવા ગયા. પણ તેમને ત્રીશ લાખ રૂપ્યા આપી પાછા વાળ્યા. નિજામને છવીશ લાખ રૂપ્યા આપી પોતાની પક્ષમાં લીધો; તેથી અંગ્રેજોને ૧૭૬૭ માં હૈદર સામે એકલું લડવું પડયું. આથી અંગ્રેજ સરદાર કર્નલ સ્મીથને મદ્રાસ તરફ પાછું હઠવું પડયું. હૈદર અને નિજામના લશ્કરે તેની પૂઠ પકડી, પણ કર્નલ સ્મીથે તેમને ચંગામ, અને ત્રીનો

માલી (આર્કટની દક્ષિણે) આગળ હરાવ્યા, ૧૭૬૭. એજ વરસ-માં એણે અંબુરના કિલ્લાપર ઘેરો ઘાલ્યો, પણ કેપટન કાલવર્ટે તેને ત્યાંથી હાંકી કાઢ્યો. હવે અંગ્રેજોએ નિઝામના મુલકપર હુમલો કીધો. ત્યારે નિઝામે ગભરાઇને તેઓ સાથે સંધી કરી, અને અંગ્રેજો સાથે જોડાઈ ગયો. આ ઉપરથી હૈદરે બાર માહાલનો મુલક તથા લડાઈનો ખરચ બદલ દશ લાખ રૂપીઆ આપવા કહી સલાહ કરવા માંગી, પણ અંગ્રેજોએ તે કબુલ કરી નહીં. પાછળથી મુંબઈના લ-શ્કરે હોનોર, માંગલોર વગેરે કિલ્લા લઈ લીધા, પણ જ્યારે હૈદર આવી પુગો ત્યારે તેઓ શરમ ભરેલી રીતે નાશી ગયા. વળી એ વ-ખતે કર્નલ સ્મીથને બદલે કર્નલ વુડ વડો થયો. તેણે સઘળી જી-તેલી જગ્યાઓ ખોઈ દીધી, ને હૈદરનો જય થતો ગયો. તેથી કર્નલ સ્મીથને પાછો નેમ્યો. હૈદર તેની નજર ચુકવી ઓચિંતો મદ્રાસ ત-રફ છ હજાર ઘોડેસ્વાર સાથે આવી પુગો. મદ્રાસની સરકારે ગભ-રાઈને સલાહ કીધી. મદ્રાસની સલાહ ૧૭૬૯. એની સરતોઃ–અ-રસ પરસ લીધેલાં ગામ એક બીજાને પાછાં આપવાં, અને લડાઇની વખતે પારકાં રાજવાળાઓ સામે એક બીજાને મદદ કરવી.

---

## મહેસુરની બીજી લડાઈ. ૧૭૮૦-૧૭૮૪.

૧૭૭૨ માં મરેઠાઓએ હૈદરને ચેરકુલીની લડાઈમાં હરાવ્યો. મદ્રાસની સલાહના કોલકરારની રૂએ હૈદરે અંગ્રેજોની મદદ માંગી. અંગ્રેજોએ તે નહીં આપી. તેનું વેર લેવાને હૈદર તક શોધતો હતો. ઇ૦ સ૦ ૧૭૭૮ માં ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઇ જાગવાથી હિંદુસ્તાનમાંનું તેમનું પોંડીચરી શેહેર અંગ્રેજોએ લઈ લીધું. ૧૭૭૯ માં માહે લીધું. પણ માહે પર પોતાનો હક હૈદરે રજુ કર્યો. અંગ્રેજોએ

તેની દરકાર નહીં કીધાથી હૈદરે નેવું હજાર માણસનું લશ્કર લઈ કર્ણાટક સુધીનો સઘળો મુલક ઉજાડ કીધો. ૧૭૮૦ માં તેણે કર્નલ બેલીના લશ્કનો પોલીલોર આગળ નાશ કીધો, અને બેલી પોતાના ત્રણશે માણસો સાથે કેદ પકડાયો. આ વખતે સર હેકટર મનરો જોકે પોલીલોરની રણ ભૂમીથી માત્ર બે માઇલ દુર હતો તોપણ તેણે બેલીને મદદ કરી નહીં, અને ગભરાઈને મદ્રાસ તરફ નાશી ગયો. વારન હેસ્તિંગ્સે બંગાળેથી સર આયર કુટના હાથ તળે એક મજબૂત ફોજ મોકલી. તેણે હૈદરને પોર્તોનોવો (પુલીકટની નજદીક) પોલીલોર, (આર્કટની દક્ષિણે) શોલિંઘર, (આર્કટની ઉત્તરે) ની લડાઇમાં હરાવ્યો, ૧૭૮૧.

એજ વરસમાં, અગાઉ હૈદરે સર આયરકુટને ચીલાંમ બ્રમ (પોંડીચરીની દક્ષિણે) આગળ હરાવ્યો હતો. ૧૭૮૨ માં ટિપુએ કર્નલ બ્રેથવેટનાં લશ્કરનો તેનજોર આગળ ઘાણ વાળ્યો.

એજ વરસમાં હૈદરના લશ્કરે તેલિચરીપર ઘેરો ઘાલ્યો. પણ ત્યાંના લોકોએ બહાદુરીથી બચાવ કર્યો, અને મુંબઇ તરફથી લશ્કર આવતાં તે ઘેરો ઉઠાવી લેવાની ફરજ પાડી. હૈદર પોતાની ૮૦ વરસની ઉમરે ૧૭૭૨ માં ચિતોડમાં મરણ પામ્યો, તોપણ તેના દીકરા ટિપુએ ફ્રેન્ચોની મદદથી લડાઇ ચાલુ રાખી. તેણે પનીઆની આગળ મેજર એબિંગ્ટન ઉપર હુમલો કીધો, પણ તે હાર્યો. ૧૭૮૨. ૧૭૮૩ માં કર્નલ મેથ્યુએ બેદનોરના કિલ્લાપર ઘેરો ઘાલ્યો, પણ ટિપુએ મોટું લશ્કર એકઠું કરી તેને ઘેરો ઉઠાવી લેવાની ફરજ પાડી. આ વખતે મેથ્યુ પોતાના લશ્કર સહીત કેદ પકડાયો. ટિપુએ તેમને ઘાટકી રીતે મારી નાંખ્યા.

પછી ટિપુએ માંગલોરને ઘેરો ઘાલ્યો. કર્નલ કેમ્પબેલ તેનો બ-

હાદુરીથી બચાવ કીધો. એજ વખતે ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે સલાહ થવાથી ફ્રેન્ચો ટિપુને છોડી ગયા. તેથી કર્નલ ફુલરટન સાથે તેણે મેંગલોરની સંધી કીધી, ૧૭૮૪. તેની સરતો:-ટિપુએ સઘળા અંગ્રેજી બંધવાઓને છોડી દેવા. એક બીજાની લીધેલી જગ્યા પાછી આપવી, અને પારકાં રાજ્ય સામે લડાઈની વખતે એક બીજાને મદદ કરવી.

---

## મ્હૈસુરની ત્રીજી લડાઈ ૧૭૯૦-૧૭૯૨.

લૉર્ડ કોર્નવાલિસ ગવરનર જેનરલ તરીકે હિંદુસ્તાનમાં ૧૭૮૬માં આવ્યો ત્યારે તેનો મક્કમ વિચાર હતો કે હિંદુસ્તાનના દેશી રાજાઓ સાથે લડાઇ ટંટામાં પડવું નહીં. પણ મ્હૈસૂરના રાજા ટિપુએ તેનો વિચાર ફેરવવાની તેને ફરજ પાડી. તેણે મેંગલોરની સંધી પછી છુપી રીતે લડાઈની તૈયારી કીધી, અને કેનેરા અને કુર્ગના લોકોપર ભારે જુલમ ગુજાર્યો, તથા ત્યાંના હિંદુઓને જોર જુલમથી મુસલમાન કર્યા. તેઓપર જુલમ ગુજારવાનું કારણ એ હતું કે જ્યારે હૈદર અને અંગ્રેજ વચ્ચે લડાઈ ચાલતી હતી તે વખતનો લાભ લઈ તેઓ સ્વતંત્ર થયા હતા. ટિપુના જુલમમાંથી નિરાશ્રી તેઓ ત્રાવનકોરના રાજાના આશરા તળે જઈ રહ્યા. આથી ટિપુએ ત્રાવણકોરના રાજાપર ચઢાઇ કરી, પણ તેને ત્રાવણકોરના રાજાએ સખત હાર ખવાડી, અને તેનો સઘળો ખજાનો લુટી લીધો. ૧૭૮૯. આનં વેર ત્રાવણકોરના રાજાપર ફરીથી લેવાને ટિપુએ મોટું લશ્કર ભેગું કીધું. અંગ્રેજોએ તેને તેમ કરતાં વાર્યો, પણ અંગ્રેજોના કહેવાપર તેણે કાંઈ ધ્યાન આપ્યું નહીં. ત્રાવણકોરના રાજાએ પણ અંગ્રેજોની મદદ માંગી. લૉર્ડ કોર્નવાલિસે એક મોટું લશ્કર મદદ આપવાને એકઠું

કીધું. તેણે પેહેલાં જેનરલ મેડાસને મોકલ્યો, પણ તે કોઈભી રીતે ફાવ્યો નહીં, તેથી ગવરનર જેનરલે પોતે લશ્કરની સરદારી લીધી. તેણે મરેઠા અને નિજામને મોટી લૂટ આપવાની લાલચે પોતાની પક્ષમાં લીધા. પછી તેણે બેંગલોરપર છાપો મારી તે લઇ લીધું; ટિપુ ત્યાં લડવા ગયો, પણ શ્રિરંગપટણની નજદીક એરિકેરા આગળ હાર્યો, ૧૭૯૧. એજ વરસમાં કોર્નવોલીસના બે સરદાર હાર્ટલી અને લિટલે તેને શિમોગા આગળ હરાવ્યો. પછી લોર્ડ કોર્નવોલિસે શ્રિરંગપટણ પર કુચ કરવાની તૈયારી કરી, પણ તેના લશ્કરમાં બિમારી ચાલવાથી, તથા પાણી અને ખોરાકની તંગી પડવાથી તેને મદ્રાસ તરફ પાછા જવાની ફરજ પડી. પછી નિજામ અને કુર્ગના રાજા તરફથી જોઈતી મદદ મળવાથી સઘળી ગોઠવણ પાકી કરીને તેણે શ્રીરંગપટણ પર કુચ કરી, અને તેને ઘેરો ઘાલ્યો. ટિપુએ ગભરાઇને સખ્ત સરતો છતાં સલાહ કરી, ૧૭૯૨. શ્રીરંગપટણના સલાહ ૧૭૯૨. તેની સરતો:—ટિપુએ પોતાનું અરધું રાજ અંગ્રેજ તથા તેના મળતીયાઓને આપવું. ત્રણ કરોડ રૂપ્યા અંગ્રેજોને તથા ત્રીશ લાખ રૂપ્યા મરેઠાને લડાઇના ખરચ બદલ આપવા. જ્યાંસુધી ઉપલી સરતો પૂરી પડે નહીં ત્યાંસુધી પોતાના બે છોકરા જામીન દાખલ આપવા. (છ વરસ રહીને તે છોકરાઓને પાછા ટિપુને સ્વાધીન કર્યા હતા.)

---

## મ્હેસુરની ચોથી લડાઈ ૧૭૯૮-૧૭૯૯.

૧૭૯૨ માં શ્રીરંગપટણની સલાહ થવા છતાં ટિપુએ લડાઈની છુપી તૈયારીઓ કરવા માંડી. અંગ્રેજો પર વેર લેવાનું, તથા તેઓને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાનુ તેના મનમાં રમી રહ્યું હતું. તેણે

શ્રીરંગપટણનો કિલ્લો સમરાવ્યો, અને ફ્રાન્સના પ્રખ્યાત નેપોલીયન બોનાપાર્ટની, તથા અફગાનિસ્તાનના અમીર ઝામાનશાહની મદદ માંગી. લાર્ડ મોરનીંગટન જે તે વખતે ગવરનર જેનરલ હતો તેને એ વિષે માલમ પડવાથી ટિપુની કચેરીમાં કર્નલ ડવટનને તેનો ખુલાસો માંગવાને પોતાના એલચી તરીકે મોકલ્યો. ટિપુએ તેને અપમાન આપી હાંકી કાઢયો. તેથી ગવરનર જેનરલે ત્રણ ઠેકાણેથી લશ્કર મોકલ્યાં. નિજામના લશ્કરની સરદારી તેણે પોતાના ભાઈ જેનરલ વેલિસ્લીને આપી. બીજું લશ્કર મુંબઈથી જેનરલ સ્ટુઅર્ટની સરદારી હેઠલ આવ્યું હતું. સઘળાં લશ્કરનો વડો જેનરલ હેરિસ હતો. મુંબઈના લશ્કરના સરદાર જેનરલ સ્ટુઅર્ટે, ટિપુને મલબાર કિનારાપર સદાસીર આગળ હરાવ્યો. હેરિસે, મેલવેલી (શ્રીરંગપટણથી ત્રીશ માઈલ દુર) આગળ હરાવ્યો, ૧૭૯૯. પછી બધાં લશ્કર શ્રીરંગપટણપર ધસ્યાં. ટિપુએ સલાહ કરવાનું કહેણ મોકલ્યું, પણ હેરિસે ઘણીજ સખત સરતો કરવા માંગી, તેથી તે ચીરડાઈ ગયો, અને લડાઈ ચાલુ કરી. ઓગણીશ દિવસ ઘેરો નાંખીને તે કિલ્લો અંગ્રેજોએ લીધો. માર્યા ગયલાં માણસોમાંથી ટિપુનું મુડદું મળી આવ્યું. તેના મેહેલની શોધ કરતાં પુષ્કળ ખજાનો, તથા રાજને લગતાં કાગળ પત્રો અંગ્રેજોને મળ્યાં. પછી મ્હેસુરના ત્રણ ભાગ કરવામાં આવ્યા. એક અંગ્રેજોએ રાખ્યો. બીજો નિજામને આપ્યો, તથા ત્રીજો જે હિંદુ રાજા પાસેથી હૈદરે મ્હેસુરની ગાદી છીનવી લીધી હતી તેના વારસ કૃષ્ણરાજ ઉદયને મળ્યો. જેનરલ વેલેસ્લીને મ્હેસુરનો કારભાર સોંપ્યો જ્યાં તેણે સારી રીતે રાજ ચલાવીને લોકોનો પ્યાર મેળવ્યો.

---

## મરેઠા સાથની પેહેલી લડાઈ ૧૭૬૫-૧૭૮૨.

(લડાઈનું કારણ) ઈ૦ સ૦ ૧૭૭૩ માં નારાયણરાવનું ખુન ક-રાવી રાઘોબા (રઘુનાથરાવ) પેશ્વા થયો. પણ મરેઠી સરદારો તેની સામે થયા, અને નારાયણરાવના બાળક છોકરા માધવરાવને તેઓએ પેશ્વા બનાવ્યો. આથી રાઘોબાએ મુંબઈના અંગ્રેજોની મદદ માંગી. મુંબઈના ગવરનર મી૦ હોર્નબી અને રાઘોબા વચ્ચે સુરત આગળ સંધી થઈ, ૧૭૭૫. તેની સરતો એ હતી કે સાલસેટનો ટાપુ તથા વસાઈ અને મુંબઈની આસપાસના નાના ટાપુઓ અંગ્રેજોને રાઘો-બાએ આપવા, અને અંગ્રેજોએ તેને પેશ્વાની ગાદીએ બેસાડવો. એ સરત મુજબ મી૦ હોર્નબીએ કર્નલ કીતિંગને લશ્કર આપીને રાઘો-બાની મદદે મોકલ્યો. તેણે મરેઠાઓને આરાસના મેદાનમાં (મહી-નદીની આગળ) હરાવ્યા; આથી સઘળા મરેઠાઓ અંગ્રેજોની સામે થશે એવું ધારી હેસ્તિંગ્સે સુરતની સંધી ના મંજુર કીધી. તેણે પોતે કર્નલ અપટનને મરેઠા સરદારો સખારામ બાપુ અને નાના ફડન-વીશ સાથે સલાહ કરવાને મોકલ્યો. તેઓ વચ્ચે પુરંધર (પુણાની પાસે) આગળ સંધી થઈ, ૧૭૭૬. એ સલાહથી અંગ્રેજોને સાલસેટનો ટાપુ મળ્યો, અને માધવરાવને પેશ્વા તરીકે કબુલ કીધો, તથા રા-ઘોબાને મદદ આપતા બંધ પડયા. પણ પુરંધરની સલાહ કોર્ટ ઓફ ડાયરેક્ટરોને પસંદ પડી નહીં, તેથી તેઓએ મી૦ હોર્નબીને રાઘોબા-ને મદદ કરવા જણાવ્યું. આથી મી૦ હોર્નબીએ મી૦ કરનાક અને કર્નલ કોક બન્નેની સરદારી તળે એક લશ્કર મોકલ્યું. તેની સામે પચાસ હજાર મરેઠાઓ થયા. અને અંગ્રેજોને તળેગામ આગળ તે-ઓએ હરાવ્યા, તેથી વડગામ આગળ ઘણી શરમ ભરેલી સલાહ ક-રવાની અંગ્રેજોને ફરજ પડી. તે સરતો એ હતી:—સાલસેટનો ટાપુ

મરેઠાઓએજ રાખવો, અને અંગ્રજી લશ્કરને સહી સલામત મુંબઈ પાછું ફરવા દેવું, ૧૭૭૯. મુંબઈની સરકારે એ શરમ ભરેલી સલાહ કરનારા અમલદારોને નોકરી પરથી બરતરફ કર્યા. અને તે સંધી કબુલ કરી નહીં. તરતજ વારનહેસ્ટિંગ્સે કર્નલ ગોદાર્દને મોટું લશ્કર આપી બંગાળેથી મોકલ્યો. તેણે ડભોઇ અને અમદાવાદના કિલ્લા સર કર્યા, ૧૭૮૦. એજ વરસમાં કર્નલ પેફેમે લાહોર અને ગોવાલિયરના કિલ્લા લઇ લીધા. તથા તેઓએ સિંધ્યા, હોલ્કર અને પેશ્વાના લશ્કરને હરાવ્યું. હવે નિઝામ અને હૈદરઅલી જોડાઈ જઈને પેશ્વાની મદદે જવાની તૈયારી કરતા હતા, તેથી અંગ્રેજોએ સાલબાઇ આગળ ૧૭૮૨ માં મરેઠાઓ સાથે સલાહ કીધી. તેની સરતો:—પુરંધરની સલાહ પછી અંગ્રેજોએ જીતેલા મુલકો મરેઠાઓને પાછા આપવા. માધવરાવ નારાયણને પેશ્વા તરીકે ગણવો. રાઘોબાને દર મહિને ૨૫૦૦૦ રૂપ્યા આપવા અને તેની ખુશીમાં આવે ત્યાં રહેવા દેવો. સિંધ્યાને ભરૂચ આપવું.

---

## મરેઠા સાથની બીજી લડાઈ ૧૮૦૨-૧૮૦૫.

ઈ૦ સ૦ ૧૮૦૦ માં દોલતરાવ સિંધ્યા અને જસવંતરાવ હોલ્કર વચ્ચે લડાઈ થઈ. તેમાં પેશ્વાએ સિંધ્યાનો પક્ષ પકડયો. તેથી સિંધ્યાએ હોલ્કરને ઈંદોર આગળ હરાવ્યો. હોલ્કરે નજર ચુકવી પુણા આગળ પેશ્વાને હરાવ્યો, ૧૮૦૧. પેશ્વા નાશીને વસાઈ આગળ ગયો, ને અંગ્રેજોને આશરે રહ્યો. તેણે વસાઇ આગળ અંગ્રેજો સાથે સલાહ કીધી, ૧૮૦૨. તેની સરતો:—પેશ્વાએ અંગ્રેજનું ૬૦૦૦ માણસનું લશ્કર પોતાના બચાવને માટે પુણામાં રાખવું, અને તેનો વરસ દહાડે છવીશ લાખ રૂપ્યા ખરચ આપવો. સુરત

અને તેની આસપાસની જગ્યાપરથી પોતાનો દાવો છોડી દેવો. પરદેશી યુરોપીયનોને પોતાના રાજ્યમાં રહેવા દેવા નહીં. અંગ્રેજોએ પેશ્વાને પુણાની ગાદીએ બેસાડવો.

આ સંધી દોલતરાવ સિંધ્યા અને બિરારના રાજા રઘોજીને પસંદ પડી નહીં. તેઓ એથી મરેઠાઓનું સ્વતંત્રપણું ગયલું સમજ્યા. હોલ્કર જે પુણામાં હતો તેણે સાંભળ્યું કે અંગ્રેજો પુણામાં આવેછે તેથી તે માળવા તરફ નાશી ગયો, અને ત્યાં લુટફાટ કરી. પેશ્વાને પુણાની ગાદીપર અંગ્રેજોએ પાછો બેસાડયો.

સિંધ્યા અને બિરારનો રાજા અંગ્રેજો સામે લડવા આવ્યા. લૉર્ડ મોર્નિગટન જે તે વેળા ગવરનર જેનરલ હતો તેણે પોતાના નાના ભાઇ જેનરલ વેલેસ્લી તથા કર્નલ સ્ટીવનસનને તેઓની સામે મોકલ્યા. જેનરલ વેલેસ્લીએ તેમને એસે અને આર ગામ (બિરારની પશ્ચિમે) આગળ હરાવ્યા, ૧૮૦૩. કર્નલ સ્ટીવનસને આસીરગઢ અને બરહાનપુર લીધાં. આસીરગઢ માળવાની પશ્ચિમે, અને બરહાનપુર બીરારની વાયવ્યકોણમાં છે. આ હારથી બિરારના રાજાએ અંગ્રેજો સાથે દેવગામ આગળ (મધ્ય પ્રાંતમાં) સલાહ કીધી. ૧૮૦૩. તેની સરતોઃ—કટક અંગ્રેજોને આપવું. ફ્રેન્ચોને પોતાની નોકરીમાંથી કાઢી મુકવા. વારદા નદીની પશ્ચિમ કાંઠાનો ભાગ નિજામને આપવો. એજ વરસમાં લોર્ડ લેકે સિંધ્યાનાં મોટાં લશ્કરનો દિલ્હી આગળ પરાજય કર્યો, અને તેની ૨૮૧ તોપો લઇ લીધી. શાહઆલમ બીજો જેને મરેઠાઓએ કેદ કીધો હતો તેને લોર્ડ લેકે છુટો કીધો. આગ્રા આગળ લોર્ડ લેકે સિંધ્યાને પાછો હરાવ્યો, અને ત્યાંથી જે પુષ્કળ ખજાનો મળ્યો તે લશ્કરી સીપાહોમાં વહેંચી દીધો. પછી સિંધ્યાનું લશ્કર જેને "ઇનિવિનસિબલ આફ ધી ડેકન" દખણનું અજીત

લશ્કર કહેતા હતા, તેને લાસ્વારી આગળ યાદ રાખવાજોગ રીતે હરાવ્યું, ૧૮૦૩. આ હારથી સિંધ્યાએ "સિરજી અંજેગામ" (નિજામના રાજમાં) આગળ અંગ્રેજો સાથે સંધી કરી. તેની સરતો :— ગંગા અને જમના નદી વચ્ચેનો મુલક તથા જેપુર, જોધપુર અને ગોહદની ઉત્તરનો મુલક તથા અહમદનગર અને ભરૂચના કિલ્લા, સિંધ્યાએ અંગ્રેજોને આપવા. પરદેશી યુરોપીયનોને પોતાની નોકરીમાં રાખવા નહીં. નિજામ, પેશ્વા તથા અંગ્રેજોના સ્નેહી રાજાઓ જોડે ટંટો કરવો નહીં. પેશ્વા તથા સિંધ્યા વચ્ચે કાંઇપણ વાંધો હોય તે અંગ્રેજોના મદદથી પતાવવો, ૧૮૦૩.

---

## (હોલ્કર સાથનો ટંટો) ૧૮૦૪-૧૮૦૫.

જ્યારે અંગ્રેજો સિંધ્યા સાથે લડાઇ કરવામાં રોકાયલા હતા ત્યારે હોલ્કર માળવામાં લુટફાટ ચલાવતો હતો. તેણે અંગ્રેજોના મળતીઆ જેપુરના રાજાપર ચઢાઇ કરી. અંગ્રેજોએ એને લુટફાટ કરતો અટકાવ્યો. હોલ્કરે જોયું કે અંગ્રેજોનું લશ્કર સિંધ્યા સાથની લડાઇમાં ઘણું નબળું થઇ ગયુંછે તેથી પોતે એક મોટું લશ્કર લઇ અંગ્રેજોની સામે લડવા નીકળ્યો. તેણે કોટા અને નિમચ વચ્ચે આવેલા મુકંદ્રા ઘાટમાં કર્નલ મોનસનને હરાવ્યો, અને મથુરાપર ચઢાઇ કરી તે લઇ લીધું. પછી હોલ્કરે દિલ્હીપર હુમલો કીધો. પણ તેને ઓકટરલૉની અને બર્નસે પાછો હઠાવ્યો. પછી જેનરલ ફ્રેઝરે દીગ (આગ્રાની વાય્વ કોણમાં) આગળ, અને લૉર્ડ લેકે ફરૂક્કાબાદ (લકનોથી નેવું માઇલ દુર) આગલ તેને હરાવ્યો. આ લડાઇમાં હોલ્કરને ભરતપુરના રાજાએ મદદ કરી હતી તેથી અંગ્રજોએ દિગનો કિલ્લો લઇ લીધો, ને ભરતપુરના કિલ્લાપર હુમલો કીધો. એ કિલ્લો

અજીત્ય ગણાતો હતો. લોર્ડ લેકે તેની પર ચાર વાર હુમલો કર્યો, પણ ચારે વખત તેને પાછું હઠવું પડ્યું. આ રીતે હોલ્કર બધી લડાઈમાં હારી ગયો એવું જાણી ભરતપુરના રાજાએ અંગ્રેજો સાથે સલાહ કરી, ૧૮૦૫. તેની સરતો:—ભરતપુરના રાજાએ અંગ્રેજોને વીશ લાખ રૂપીઆ આપવા. હોલ્કર સાથનો સઘળો સંબંધ તોડી નાખવો. જે જગાઓ તેણે અંગ્રેજોની જીતી લીધી હતી તે તેણે અંગ્રેજોને પાછી આપવી. અને ઉપલી સરતો પુરી પડે ત્યાંસુધી દિગનો કિલ્લો અંગ્રેજોએજ રાખવો. હોલ્કરનો ઘણો મુલક અંગ્રેજોએ જીતી લીધો તેથી તે નિરાશ થઈ ગયો, અને અંગ્રેજો સાથે સંધી કરવા ઇચ્છયું. પણ તેટલામાં સિંધીઆએ પોતાની દરબારના રેસિડંટ મી૦ જેન્કીન્સને કેદ કરી તે અંગ્રેજો સાથે લડવા હોલ્કર સાથે જોડાઇ ગયો. આ વખતે લોર્ડ મોરનીંગટન સ્વદેશ ગયો, અને તેને બદલે લોર્ડ કોર્નવોલિસ બીજીવાર આવ્યો. તે આવતાંને વાર લોર્ડ લેકની છાવણી તરફ જવા નીકળ્યો, પણ માર્ગમાંજ ઘાઝીપુર તરફ મરણ પામ્યો. ૧૮૦૫. તેની જગાએ કાઉન્સીલનો વડો મેમ્બર સર જોર્જ બાર્લો ગવરનર જેનરલ થયો. તેણે સિંધીઆ સાથે બીજીવાર સલાહ કીધી જેની રૂએ ગોવાલ્યર અને ગોહદના રાજ્યનો ભાગ સિંધીઆને મળ્યો. હોલ્કરે પંજાબ તરફ નાશી જઈ શીખ લોકોની મદદ માંગી. પણ તે નહીં મળવાથી તેને સલાહ કરવી પડી. એ સલાહથી હોલ્કરના સઘળા જીતેલા મુલકો તેને અંગ્રેજોએ પાછા આપી દીધા, તથા ચંબલ નદીની ઉત્તરનો ભાગ તેને મળ્યો.

---

## મરેઠાની ત્રીજી લડાઈ ૧૮૧૭-૧૮૧૮.

વસાઇ આગળ ૧૮૦૨ માં સલાહ થયા પછી પેશ્વા બાજીરાવ બીજો, હોલ્કર, સિંધીઆ અને બીરારના રાજા સાથે છુપી રીતે લડાઈ-

ની તૈયારી કરવા લાગ્યો. અંગ્રજોને એ ખબર પડવાથી પેશ્વા સાથે નીચલી સરતોપર તેઓએ સલાહ કીધી. તેની સરતો:—પેશ્વાએ પુણામાં પોતાને ખરચે અંગ્રજોનું વધુ લશ્કર રાખવું, અને તેના બદલામાં અહમદનગર અંગ્રજોને આપવું. અંગ્રેજોને સિંહગઢ, રરી ને પુરંધરના કિલ્લા આપવા. ત્રિબકજી ડેંગલેને અંગ્રેજોને સ્વાધીન કરવો. રેસિડંટની રજા વગર પારકા રાજવાળાઓ સાથે સંબંધ રાખવો નહીં. આવી સખત સરતોથી પેશ્વા ચીરડાઇ ગયો, અને વધારે કાવતરાં કરવા લાગ્યો. તેણે પિંઢારાઓની સામે થવાને બહાને એક મોટું લશ્કર એકઠું કીધું. મોનસ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન જે પેશ્વાની દરબારમાં અંગ્રજી એલચી હતો તે તેની મતલબ સમજી ગયો હતો. તે તરતજ પુણા છોડી ખડકી ગયો, ને સઘળી તૈયારીઓ કરી રાખી. પેશ્વાએ રેસીડેન્સી લુટી, ને છવીશ હજાર માણસનાં લશ્કર સાથે ખડકી આગળ અંગ્રજી લશ્કપર તુટી પડયો. પણ અંગ્રેજી લશ્કરના સરદાર મેજર ફોર્ડ તેને હરાવ્યો, ૧૮૧૭. પેશ્વા પેહેલાં સતારે અને પછી પંઢરપુર નાશી ગયો. ૧૮૧૮ માં તેણે એક મોટું લશ્કર ભેગું કીધું, પણ કેપટન સ્ટોનટને માત્ર આઠશે માણસના નાનાં લશ્કરથી તેના ૨૫૦૦૦ માણસના મોટાં લશ્કરને હરાવ્યું, ૧લી જાનેવારી ૧૮૧૮. (કોરેગામ, ભીમા નદીપર પુણાથી ૧૭ માઇલ દૂર.) ત્યાંથી તે શોલાપુર નાશી ગયો. આ વખતે પેશ્વાએ શરણ થવાનો વિચાર કીધો, પણ પોતાના સરદાર ગોખલેના સમજાવ્યાથી એકવાર ફરીથી પોતાનું નશીબ લડાઇમાં અજમાવવાને તેણે નિશ્ચય કીધો. તેણે શોલાપુર અને પંઢરપુરની વચ્ચે આષ્ટે ગામ આગળ અંગ્રેજો સામે છેલ્લી લડાઈ કરી જેમાં તે તદન હાર્યો, ને તેનો બહાદુર સરદાર ગોખલે માર્યો ગયો. હવે બાજીરાવ સર જોન માલકમને

શરણે ગયો, જેણે તેને આઠ લાખ રૂપ્યાનું વર્ષાસન બાંધી આપ્યું, અને કાનપુરની નજદીક બીઠુરમાં તેને જઈ રહેવા ફરમાવ્યું. ત્યાં તે ૧૮૫૩ માં મરણ પામ્યો. એ પ્રમાણે પેશ્વાઈ અમલનો છેડો આવ્યો, ૧૮૧૮. (ત્રિબકજી ડેંગલે જે બાજીરાવને હમેશાં અંગ્રેજોની સામે થવાને તથા બીજા સારા મરેઠા રાજ્યધિકારીઓનું નહીં સાંભળવાને ઉશ્કેરતો હતો, તેને અંગ્રેજોએ થાણાના કિલ્લામાં કેદ કીધો, જ્યાંથી એક ઝાડુવાળાની મદદથી તે નાશી જવા પામ્યો. પાછળથી તે કેદ પકડાયો, અને કેદખાનામાંજ મરણ પામ્યો.)

---

## નાગપુરનો રાજ્ય કારભાર—બેરારના રાજા સાથે ટંટો ૧૮૧૭-૧૮૧૮.

નાગપુરનો રાજા રાઘોજી ભોંસલે ૧૮૧૬ માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો પરસાજી, જે નાનો ને ઘેલો હતો તે ગાદીએ આવ્યો. પરસાજીને તેના પિત્રાઇભાઈ આપા સાહેબે ગુંગળાવીને મારી નાંખ્યો, અને પોતે ગાદીએ બેઠો. તેણે આરબો અને મરાઠાની મદદ લઇ રેસિડન્ટ જેન્કિન્સની છાવણીપર હુમળો કીધો. તેને કેપટન ફીટઝ જેરલ્ડે સીતા-બુલ્ડીની ટેકડી આગળ હરાવ્યો, ૧૮૧૭. પછી ડાવટન એક મોટું લશ્કર લઈ આવ્યો, અને તેને નાગપુર આગળ હરાવ્યો. પછી જેનરલ હાર્ડીમેને તેને જબલપોર આગળ હરાવ્યો, ૧૮૧૭. એજ વરસમાં તે અંગ્રેજોને શરણે થયો. તેને પાછો ગાદીએ બેસાડયો, પણ તે નિમકહરામ બની પાછો કાવતરાં કરવા લાગ્યો. આથી ગવરનર જેનરલ મારક્વીસ ઓફ હેસ્તિંગ્સના હુકમથી તેને કેદ પકડી અલાહાબાદ તરફ મોકલ્યો પણ માર્ગમાં લાંચ આપી તે નાશી ગયો, અને ત્યાંથી તે આશીરગઢ તરફ પીંઢારાના

સરદાર ચિતુ સાથે ગયો. પછી તે કિલ્લો અંગ્રેજોએ લીધો ત્યારે તે પંજાબ તરફ નાશી ગયો. જ્યાંથી તે ૧૮૪૦ માં રખડી રઝડીને, જોધપુરમાં મરણ પામ્યો. નાગપોરનું રાજ રાઘોજી ભોંસલેના પૌત્રને સોંપ્યું, અને તે નસંતાન મરવાથી ૧૮૫૩ માં અંગ્રેજી રાજ સાથે જોડી નાખવામાં આવ્યું.

---

## હોલકરના સરદારો સાથે લડાઈ ૧૮૧૭-૧૮૧૮.

જસવંતરાવ હોલ્કર ૧૮૧૧ માં ગાંડો થઇ મરણ પામ્યો. એની પછી એનો છોકરો મલ્હારરાવ હોલ્કર ગાદીપર બેઠો. તે નાનો હોવાથી તેની મા તુલસીબાઇ તેને બદલે રાજ્યકારભાર ચલાવતી. તુલસીબાઈ તથા બીજા કેટલાક સરદારો અંગ્રેજો સાથે સલાહ રાખવાને વિચાર ધરાવતા હતા; પણ બીજા કેટલાક તેથી વિરૂદ્ધ મતના હતા. બંને પક્ષવાળાઓ વચ્ચે મોટો ટંટો થયો. સામેની પક્ષવાળાએ તુલસીબાઇને મારી નાંખી, અને તેના મળતીયાઓને કેદ કીધા. અંગ્રેજોએ સર જોન માલકમ તથા સર ટોમસ હિસલપની સરદારી તળે એક લશ્કર મોકલ્યું. તેઓએ મરેઠાઓને મહિદપુર (રજપુટાણામાં) આગળ હરાવ્યા, ૧૮૧૭. પછી મંદેસર આગળ મરેઠાઓએ સલાહ કીધી, ૧૮૧૮. તેની સરતો:—હોલ્કરે પોતાના રાજમાં અંગ્રેજી લશ્કર રાખવું, રજપૂત રાજાઓ પાસેથી ખંડણી લેતી બંધ કરવી, અને પોતાના રાજને અંગ્રેજોના રક્ષણ તળે રાખવું.

---

## ગવાલ્યરમાં લડાઈ (મરેઠાની ચોથી લડાઇ) ૧૮૪૩.

૧૮૨૭ માં દોલતરાવ સિંધ્યા નસંતાન મુઓ. તેની વિધવા મહારાણીએ જંકોજીને દત્તક કરી લીધો. જંકોજીએ ૧૮૩૩ માં રાજ-

ની લગામ પોતાના હાથમાં લીધી. તેઓ ૧૮૪૩ માં નસંતાન મરણ પામ્યો. તેની ગાદીએ તેનો દત્તક બેઠો: પણ તે નાનો હોવાથી જંકોજીનો મામો મામા સાહેબ રાજકારભાર ચલાવવા લાગો. તેની સામે મહારાણી થઈ. આથી મામા સાહેબ અંગ્રેજોની પક્ષમાં ગયો. અંગ્રેજોએ બે સરદારો સર હ્યુ ગોફ અને જેનરલ ગ્રેને મરેઠાઓની સામે મોકળ્યા. સર હ્યુ ગોફે મહારાજપુર (ગોવાલ્યરની ઉત્તરે) આગળ અને તેજ દિવસે જેનરલ ગ્રેએ પનિઅર (ગોવાલ્યરની દક્ષિણે) આગળ મરેઠાનાં લશ્કરોને હરાવ્યાં, ૧૮૪૩. આથી મરેઠાઓ સાથે ગવાલ્યરની સલાહ થઈ. તેની સરતો :—ગવાલ્યરનો રાજા જ્યાંસુધી પુખ્ત ઉમરનો થાય ત્યાંસુધી ત્યાં એક પંચ નેમવામાં આવે તે રાજનો સઘળો કારભાર ચલાવે. મહારાણીને વર્ષાસન બાંધી આપવું. સિંધ્યાનું લશ્કર ઓછું કરવું, અને તેના રાજમાં વધુ અંગ્રેજી લશ્કર રાખવું. સિંધ્યાના રાજની સઘળી સત્તા અંગ્રેજોના હાથમાં રાખવી અને મહારાણીએ રાજકાજમાં કાંઈ હાથ ઘાલવો નહી.

---

## (નેપાલની) ગુરખા લોકો સાથે લડાઇ ૧૮૧૪-૧૮૧૬.

મારકિવસ ઓફ હેસ્તિંગ્સના વખતમાં ગુરખાઓ સાથે લડાઈ જાગી. એ લોક નેપાલમાં રહેનારા, જંગલી, બહાદુર અને લડાયક તથા કદે ઘણા ઠીંગણા પણ છાતીએ ઘણા ઘાડા હોયછે. (કારણ) નેપાલના રાજાએ બ્રિટીશ મુલકમાંના એક જમીનદારને કેદ કર્યો, અને બટવાલ શેહેર (અયોધ્યા અને નેપાલની વચ્ચે) માંના ૧૮ પોલીસ અમલદારોને વિનાકારણે મારી નાંખ્યા. આ કારણથી અંગ્રેજોએ ચાર ઠેકાણેથી નેપાલપર લશ્કર મોકળ્યું, અને તેઓના સરદાર ગિલસ્પી, ઉડ, મારલે અને ઓકટર લોનીને ઠેરવ્યા. જેનરલ ગિલ-

ની કલંગાપર હુમલો કરતાં મરણ પામ્યો. જેનરલ મારલેના લશ્કરે જૈતકના કિલ્લાપર હુમલો કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહીં. જેનરલ ઉડ નેપાલની પૂર્વ તરફથી જતો હતો, પણ દુશ્મનોએ તેને ઘેરી લીધો, અને તેનાં ઘણાં માણસો માર્યાં ગયાં. માત્ર ઓક્ટર લોનીએ ગુરખાઓના સરદાર અમરસિંગને મલુનની લડાઇમાં ૧૮૧૫ માં હરાવ્યો, અને તેના આલ્મોરા, રામગઢ, અને નેલાગઢ વગેરે કિલ્લા લઇ લીધા. આથી ઓક્ટર લોનીને સરનો એલકાબ મળ્યો. ૧૮૧૬ માં ઓક્ટર લોનીએ ગુરખાઓને મકવાનપુર આગળ હરાવ્યા, ને હરીહારપુરનો કિલ્લો લઇ લીધો. પછી નેપાલના રાજાએ ખટ મંડુ અથવા સિગાઉલી આગળ સલાહ કીધી. તેની સરતો:—૧૨૦૦૦ ચોરસ માઇલ જમીન અંગ્રેજોને ગુરખાના રાજાએ આપવી, અને લડાઇની અગાઉ જે જગ્યા તેઓ અંગ્રેજોની લઈ બેઠા હતા તે તેમને પાછી આપવી, ૧૮૧૬.

---

## પિંઢારા સાથની લડાઈ ૧૮૧૬-૧૮૧૭.

પિંઢારા લોકો પેહેલાં હોલ્કર અને સિંધ્યાના રાજમાં લશ્કરી નોકરી કરતા. જ્યારે અંગ્રેજોએ સિંધ્યા અને હોલ્કરના લશ્કરને કમી કરવા જણાવ્યું ત્યારે તેઓ ત્યાંથી છુટા થઇને લુટફાટનો ધંધો કરવા લાગ્યા. તેઓ દેશી રાજમાં લુટફાટ કરવાથી નહીં સંતોષ પામતાં અંગ્રેજોની સરહદ ભણીના મુલકોમાં લુટફાટ કરવા લાગ્યા. તેઓ હલકી વરણના હિંદુ તથા મુસલમાન હતા. તેઓના સરદારો વાસીલ મહમદ, કરીમખાં, અમીરખાં તથા ચીતુ હતા. તેઓની લુટફાટ મુખ્ય કરીને માળવા તથા મધ્ય પ્રાંતમાં હતી. મારક્વીસ ઓફ હેસ્તિંગ્સે મેજર લસિંગ્ટનને લશ્કર આપી તેઓને વશ કરવા મોકલ્યો.

એ સરદારે તેઓમાંના ઘણાખરાને વિખેરી નાંખ્યા; પણ તેઓને પુરેપુરા વશ કરી શક્યો નહીં. આથી સર ટામસ હિસલપની સરદારી તળે ૧૧૬૦૦૦ માણસનું બીજું લશ્કર મોકલ્યું. આ સરદારે બીજા સરદારોના હાથ તળે ઉપલું લશ્કર વહેંચી નાંખ્યું, અને પિંઢારીઓને બધે ઠેકાણેથી ઘેરી લીધા, અને તેઓનો નાશ કીધો. તેઓનો સરદાર કરીમખાં અંગ્રેજોને તાબે થયો, તેથી તેને એક જાગીર આપવામાં આવી. ચીતુ મેવાડ તરફ નાશી ગયો, જ્યાં તે એક વાઘથી માર્યો ગયો. વાસીલ મહમદ ઝેહેર ખાઇને મરણ પામ્યો. આ પ્રમાણે પિંઢારાઓનું જોર તદન નરમ પડી ગયું.

---

## ભરતપુર ઉપર ચઢાઈ ૧૮૨૫-૧૮૨૬.

ભરતપુરનો રાજા બળદેવ સિંગ ૧૮૨૫ માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો બળવંતસિંગ ગાદીએ બેઠો. એની સામે એનો કાકો દુર્જનસાલ થયો. બળવંતસિંગે અંગ્રેજોની મદદ માંગી. આ ઉપરથી ગવરનર જેનરલ લોર્ડ આમહર્સ્ટે, લોર્ડ કોમ્બર મીયરને એક લશ્કર આપી મોકલ્યો. તેણે તે કિલ્લાપર, ૨૫ મી ડીસેમ્બર ૧૮૨૫ ને દીને ઘેરો નાંખ્યો; તે કિલ્લો ઘણો મજબુત હતો, અને તેને ફરતી મટોડીની દિવાળ હતી. લોર્ડ કોમ્બર મીયરે પેહેલાં તોપનો મારો ચલાવ્યો, પણ કંઇ અસર તે કિલ્લાપર થઇ નહીં. એ કિલ્લાની આસપાસ પાણીની ખાઇઓ ખોદેલી હતી. હોડી મારફતે તે કિલ્લા તરફ જઈ ત્યાં નીચે સુરંગ મુકી તેને ઉડાડી મુક્યો. પછી ભરતપુરની ગાદીપર બળવંતસિંગને બેસાડયો, ૧૮૨૬.

---

## બ્રહ્મ દેશની પેહેલી લડાઈ ૧૮૨૩-૧૮૨૬.

મારક્વીસ ઓફ હેસ્તિંગ્સ પછી લોર્ડ એમહર્સ્ટ ગવરનર જેનરલ થયો. તેણે પોતાના ઓદ્ધાનો અખત્યાર લીધાને ઘણા દહાડા થયા નહીં, એટલામાં બ્રહ્મી લોકો જોડે લડાઈ કરવાની તેને ફરજ પડી. (લડાઇનું કારણ) બ્રહ્મી લોકોએ અંગ્રેજોના મુલક આસામ અને આરાકાન તરફ વધી બંગાળાના પૂર્વ સિમાડા તરફ આવેલા મુલકોપર લુટફાટ ચલાવી. તેઓએ શાહાપુરી (આરાકાનની વાય્વ કોણમાં) ના બેટમાં અંગ્રેજી રૈયતના બચાવને માટે જે તેર સિપાઇઓ રાખેલા હતા તેઓને મારી નાંખ્યા અને આરાકાનની ઉત્તરે અંગ્રજોના મીત્ર કચ્છરના રાજાના મુલકપર ચઢાઈ કરી. આર્ચબિાલ્ડ કેમ્પબેલના હાથ તળે બંગાળા અને મદ્રાસનું લશ્કર એન્ડમન ટાપુના કોર્નવોલિસ બંદરમાં ભેગું થયું, ૧૮૨૪. કેમ્પબેલ ત્યાંથી તે લશ્કરને બ્રહ્મી લોકોપર હુમલો કરવા લઈ ગયો. તેણે તરતજ રંગુન લઈ લીધું. રંગુનથી વીશ કોશ ડોનાબ્યુ શેહેરપર તેઓએ હુમલો કીધો. ત્યાંનો બચાવ બ્રહ્મી સરદાર મહાબંદુલાએ કર્યો, પણ તે હાર્યો અને માર્યો ગયો, ૧૮૨૫. એજ વરસમાં કર્નલ ગોડવિને માર્તાબાન લઈ લીધું. કર્નલ મોરિસે આરાકાન જીત્યું. કર્નલ માઇલ્સે તેનાસરીમ અને મરગ્વી લીધાં. પછી કેમ્પબેલ સાહેબે પ્રોમપર ચઢાઈ કીધી. હવે આવાના રાજાએ સલાહનું કહેણ મોકલ્યું. પણ અંગ્રેજોએ ઘણી સખત સરતો કરવા કહ્યાથી તે તેણે ના મંજુર કીધી. પછી કેમ્પબેલ આગળ વધ્યો, અને મલુન શેહેર લીધું, તથા પેધામની લડાઇમાં બ્રહ્મી લોકોને હગાવ્યા, ૧૮૨૬. ત્યાંથી તે યાનડાબો શેહેર તરફ વધ્યો અને આવા ચાલીશ માઇલ દૂર હતું ત્યારે ત્યાંના રાજાએ હિમત હારી અંગ્રેજો સાથે સલાહ કરી, ૧૮૨૬. યાનડાબોની સંધી, તેની સરતો:—

આવાના રાજાએ આસામ, કચ્છર, જીંત્યા પરથી પોતાનો દાવો કાઢી નાંખવો. આરાકાન, તેનાસરીમ વગેરે અંગ્રેજોને આપવું. લડાઇના ખરચ બદલ એક કરોડ રૂપીઆ આપવા. આવાની દરબારમાં એક અંગ્રેજી એલચી રાખવો.

---

## બ્રહ્મ દેશની બીજી લડાઇ ૧૮૫૧-૧૮૫૨.

પંજાબ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથ જોડી નાંખ્યા પછી, ગવરનર જેનરલ લૉર્ડ ડેલહાઉસીને બ્રહ્મી લોક સાથ લડાઇ કરવાની ફરજ પડી. (લડાઇનું કારણ) આવાના કેટલાક અંગ્રેજ વેપારીઓને બ્રહ્મી લોકોએ અપમાન કર્યું, અને તેઓની કોઠીઓપર લુટ ચલાવી. આથી અંગ્રેજી એલચીએ આવાના રાજાપર લખ્યું, અને નુકશાનનો બદલો માંગ્યો; પણ તેણે તેપર કાંઇ ધ્યાન આપ્યું નહીં. તેથી અંગ્રેજોએ પાણીને માર્ગે એડમિરલ લેમબર્ટને, અને જમીનને માર્ગે જેનરલ ગોડવીનને મોકલ્યા. લેમબર્ટે રંગુન લીધું, ને ગોડવીને પ્રોમ તથા પેગુ જીતી લીધાં; પછી ૧૮૫૨ માં આવાના રાજાને તેના ભાઇએ ઉઠાડી મુક્યો અને પોતાનું લશ્કર લડાઇમાંથી બોલાવી લીધું. તેણે અંગ્રેજો સાથે સલાહ કીધી. જેનીરૂએ પેગુ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યું, અને લડાઇના અંગ્રેજી બંધવાઓને છોડી દીધા, ૧૮૫૨.

---

## બ્રહ્મ દેશ સાથની ત્રીજી લડાઈ ૧૮૮૫-૧૮૮૬.

(લડાઇનું કારણ) બ્રહ્મ દેશનો રાજા "થીબો" અંગ્રેજો સાથે ઘણી માઠી ચાલ ચલાવવા લાગ્યો, અને તેના રાજમાં ઘણો અંધેર કારભાર ચાલતો હતો તેથી ગવરનર જેનરલ લૉર્ડ ડફરીને તેને

ગાદીપરથી ઉઠાડી મુક્યો, અને બ્રહ્મ દેશ અંગ્રેજી રાજ સાથે જોડી નાખ્યો, ૧૮૮૬. "થીબો" તેની રાજધાનીના શેહેર માંડલેમાં કેદ પકડાયો. હાલ તેને રત્નાગીરીમાં નજર કેદ રાખ્યોછે.

---

## અફગાનિસ્તાનની પેહેલી લડાઈ ૧૮૩૮-૧૮૪૨.

અફગાનિસ્તાનના અમીર ઝામાનશાહની પછી શાહા સુજા ગાદીએ આવ્યો. તેના વજીર ફતેહખાંની મદદથી તેના ભાઈ મહમદે તેને ગાદીપરથી ઉઠાડી મુક્યો, ૧૮૩૧. પાછળથી મહમદ અને ફતેહખાં વચ્ચે અણબનાવ થયો. મહમદે ફતેહખાંની આંખ ફોડાવી તેને ઘાટકી રીતે મારી નખાવ્યો તેથી ફતેહખાંના ભાઈ દોસ્ત મહમદે હેરાત સિવાય બધી જગાઓ લઈ લીધી. શાહા સુજા જેને મહમદે ગાદીપરથી ઉઠાડી મુક્યો હતો તે લાહોરમાં રણજીતસીંગને આશારે આવી રહ્યો. પેહેલાં તો તેને ઘણું આદરમાન મળ્યું, પણ પાછળથી તેને અપમાન મળ્યાથી તે અંગ્રેજોના મુલક લુધિઆનામાં જઈ વસ્યો ત્યાં તેને અંગ્રેજોએ દર મહિને ચાર હજાર રૂપ્યાનું લવાજમ આપતું કાધું.

કોહિનુરનો પ્રખ્યાત હીરો રણજીતસિંગને તેની મદદના બદલામાં શાહા સુજાએ આપ્યો હતો. ૧૮૩૭ માં રશિયનોની સમજાવતથી ઈરાનીઓએ હેરાતપર ચઢાઈ કીધી અને તેપર નવ મહિના સુધી ઘેરો ઘાલ્યો. (હેરાતને હિંદુસ્તાન તરફ આવવાની કુંચી કહેછે.) અંગ્રેજોની મદદથી અફગાનોએ ઈરાનીઓને મારી હઠાવ્યા; પણ દોસ્ત મહમદ અને અંગ્રેજો વચ્ચે પછવાડેથી ગેરસમજુતી થવાથી શાહા સુજાને અફગાનિસ્તાનની ગાદીપર બેસાડવાને અંગ્રેજોએ મનસુબો કીધો તથા દોસ્ત મહમદે રશિઅન એલચીને પોતાની દરબારમાં રાખી માન આપ્યું, તથા અંગ્રેજી એલચીને અપમાન કરી પોતાની

દરબારમાંથી કાઢી મુક્યો. તેથી ગવરનર જેનરલ લોર્ડ ઓકલેંડ શાહા સુજા તથા રણજીતસીંગ સાથે સલાહ કીધી, જેને (ત્રીપારટાઈટ ત્રીટી) એટલે ત્રણ રાજા વચ્ચેની સંધી કહેછે, ૧૮૩૮. ઉપલી સંધીના રૂએ સર જોનકીનની સરદારી તળે એક અંગ્રેજી લશ્કર મોકલ્યું, જેણે કંદહાર જીતી શાહા સુજાને ગાદીએ બેસાડયો. પછી તેઓએ ગિઝની સર કર્યું. કાબુલ પણ તેઓએ જીત્યું, અને દોસ્ત મહમદ ત્યાંથી નાશી બોખારા તરફ ગયો. પછી મેકનોટનની સરદારી તળે કાબુલમાં એક લશ્કર રાખી, શાહાસુજાને કાબુલની ગાદીપર બેસાડી, સર જોનકીન હિંદુસ્તાન ભણી આવ્યો. દોસ્ત મહમદ બોખારા તરફથી પોતાની ગાદી લેવાને પાછો ફર્યો, પણ સર રોબર્ટ સેલે તેને પરવાનની લડાઈમાં હરાવ્યો, ૧૮૪૦. પછી દોસ્ત મહમદ મેકનોટનને શરણે થયો. જેણે તેને હિંદુસ્તાન ભણી રહેવા મોકલ્યો, તથા તેને દર મહિને પચાશ હજાર રૂપીયાનું લવાજમ આપતું કીધું.

અફગાનો શાહા સુજાપર રાજી હતા નહીં, તેથી તેઓએ દોસ્ત મહમદના છોકરા અકબરખાંની સરદારી તળે એક બંડ ઉઠાવ્યું. અંગ્રેજો ખાઈબર ઘાટને રસ્તે વેપાર કરતા હતા તે રસ્તો ખુલ્લો રાખવાને, અને તેઓને હેરાન નહીં કરવાને માટે, ચોક્કસ નાણાંની રકમ અંગ્રેજો તરફથી અફગાનોને મળતી પણ અંગ્રેજોએ તેમાંની અરધી રકમ આપ્યાથી તથા કાબુલની અંદરના અંગ્રજી સિપાહીઓની ગેરવર્તણુકથી, અફગાનો ઉશ્કેરાઈ ગયા, અને અંગ્રેજી એલચી સર એલેકઝાંડર બર્ન્સ, તથા કેપટન જોનસન અને લેફટનંટ બ્રોડફુટને મારી નાંખ્યા. મી॰ મેકનોટન ત્રણ સરદારો સાથે અકબરખાં તરફ ગયો પણ તેઓએ તેને તથા તેના સાથીઓને દગાથી મારી નાખ્યા. હવે મેકનોટનની જગ્યાએ મેજર પોટિંજર થયો. તેણે અકબરખાં

સાથે ઘણી શરમ ભરેલી સલાહ કીધી, અને કાબુલમાંથી અંગ્રેજી લશ્કરને પાછું ફેરવ્યું; પણ કાબુલની નજદીકજ ખોરાકની તંગાસ, કકડતી થંડી, તથા દુશમનોના ઉપરાસાપરી હુમલાથી અંગ્રેજોના ચાર હજાર આદમીઓ મરણ પામ્યાં; તેથી સ્ત્રીઓ અને કબીલાવાળા અમલદારોને અકબરખાંને સોંપી તેઓ આગળ વધ્યા, અને ખાઇબર ઘાટને રસ્તેથી બીજાં ૧૬૦૦૦ માણસો જતાં હતાં તેઓમાંથી એજ હાલે મરણ પામ્યાં, ૧૮૪૨. માત્ર ડાક્ટર બ્રાઇડન નામનો એકજ અંગ્રેજ આ દુઃખદાયક આફતનું વર્ણન કરવા જલાલાબાદ પોહોંચ્યો. એજ વરસમાં શાહાસુજાને અફગાનોએ મારી નાંખ્યો તથા અફગાનિસ્તાનમાં વધારે ગડબડ જાગી. લોર્ડ ઓકલેંડે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું, અને તેની જગ્યાએ લોર્ડ એલનબરો થયો. તેણે જેનરલ પોલોકને લશ્કર આપી, અફગાનિસ્તાન ભણી મોકલ્યો. જલાલાબાદમાં પોલોક સેલને જઇ મળ્યો. તેઓએ ટીઝીન પાસ આગળ અકબરખાંની સરદારી તળે અફગાનોને હરાવ્યા, ૧૮૪૨. એ લડાઇમાં અકબરખાંની હાર થવાથી, પોતાને અસ્તક સોંપેલાં અંગ્રેજોના બચ્ચાં છોકરાંઓને તુર્કસ્તાન ભણી લઈ જઇ તેમને ગુલામ તરીકે વેચવાને તેણે ઠેરાવ કીધો પણ સલી મહમદખાં નામના અફગાન સરદારને લાંચ આપી તેઓએ તેમને છોડવ્યાં. એજ વરસમાં જેનરલ નોટે અફગાનોને સમસુદીનખાંની સરદારી તળે ગાની અને મૈદાનની લડાઇમાં હરાવ્યા; પછી કાબુલના મોટાં બજારનો નાશ કરીને અંગ્રેજી લશ્કર હિંદુસ્તાન તરફ પાછું કર્યું. દોસ્ત મહમદ અને બીજા અફગાનોને પોતાને દેશ જવાની રજા મળી. પછી શાહસુજાને બળવાખોરોએ મારી નાંખ્યો હતો તેથી દોસ્ત મહમદ કાબુલનો અમીર થયો.

---

## અફગાનિસ્તાનની બીજી લડાઈ ૧૮૭૮-૧૮૮૦.

અફગાનિસ્તાનનો અમીર દોસ્ત મહમદ ૧૮૬૩ માં મરણ પામ્યો. તેની પછી તેના સોળ છોકરાઓ એકમેક સાથે ગાદી મેળવવા લડી મુઆ. આખરે શેર અલી નામના છોકરાએ ૧૮૬૮ માં ગાદી મેળવી. એ રશિઅનો સાથે ઘણીજ મિત્રાચારી રાખતો, અને અંગ્રેજોને અપમાન કરતો, તેથી અંગ્રેજોએ એના વડા છોકરા યાકુબખાનને ગંડામક આગળ સલાહ કરીને ગાદીએ બેસાડયો, ૧૮૭૯. શેર અલી તુર્કસ્તાન ભણી નાઠો, અને ત્યાં તે મરણ પામ્યો. થોડાક વખતમાં અફગાનોએ કાબુલમાં બંડ ઉઠાવ્યું અને ત્યાંના અંગ્રેજી વકીલ સર લુઈ કેવેગનરી અને તેના રસાલાના માણસોને કાપી નાંખ્યાં તેથી પાછી લડાઇ ઉઠી. યાકુબખાને ગાદી છોડી દીધી, અને તેને હિંદુસ્તાનમાં લાવી રાખ્યો. તેની પછી તેના ભાઇ અયુબખાંએ મએવાંડની લડાઇમાં મુંબઈનાં લશ્કરને હરાવ્યું, ૧૮૮૦. સર ડોનાલ્ડ સ્ટુઅર્ટ અને જેનરલ ફ્રેડરિક રોબર્ટસની સરદારી હેઠળનાં અંગ્રેજી લશ્કરે અફગાનોને હરાવી નરમ પાડયા તથા અફગાનિસ્તાનની ગાદીએ અબદુર રહેમાનને બેસાડયો, ૧૮૮૧. અયુબખાનને ઈરાનના રાજમાં કેદ કીધો હતો, જ્યાંથી તે નાશી ગયો, ૧૮૯૦. તે પાછો કેદ પકડાયો, અને તેને હિંદુસ્તાનમાં કરાંચી શેહેરમાં નજર કેદ રાખ્યોછે.

---

## સિંધની લડાઈ ૧૮૪૨-૧૮૪૩.

(લડાઇનું કારણ) અફગાનિસ્તાન ભણી મુંબઇ તરફથી જે લશ્કર જતું હતું તેને સિંધ પ્રાંતમાંથી કુચ કરી જવાની ફરજ પડી હતી તેઓની સામે સિંધના અમીરો થયા. આથી અંગ્રેજી સરદાર જેનરલ નોટ અને જેનરલ પોલોક તેમને થોડાક હરાવી, અફગાનિ-

સ્તાન ભણી કુચ કરી ગયા. અફગાનિસ્તાનની લડાઇમાંથી પરવાર્યા પછી ગવરનર જેનરલ લૉર્ડ એલનબરોએ તેમની સાથે નીચલી સરતોપર સલાહ કીધી:—સિંધમાં એક રેસિડંટ રાખવો; હૈદ્રાબાદમાં અંગ્રેજી લશ્કર રાખવું, અને સિંધુ નદીને માર્ગે અંગ્રેજોને વગર જગાતે વેપાર કરવા દેવો. આ સલાહ થઇ તે છતાં અમીરોએ આઠ હજાર માણસોનું લશ્કર લઇ, રેસિડંટ સર જેમ્સ આઉટરામના બંગલાપર હુમલો કીધો. રેસિડંસીના નાના લશ્કરના વડા કેપટન કોનવોયે તેનો ઘણો બહાદુરીથી બચાવ કીધો; પણ પુરતો સરંજામ નહીં હોવાને લીધે તથા અંગ્રેજી લશ્કરની સંખ્યા નાની હતી તેથી, તેઓને વહાણપર આશરો લેવાની ફરજ પડી. હાલા શેહેર આગળ આઉટરામ સર ચાર્લ્સ નેપીયરને જઇ મળ્યો. એઉના લશ્કરે હૈદ્રાબાદથી છ મૈલ દુર મિઆનીના મેદાનમાં એક જબરી લડાઇ કરીને અમીરોના લશ્કરને સખત હાર ખવાડી, પછી ઇમામગઢનો કિલ્લો લીધો, ૧૮૪૩. એજ વરસમાં શિર મહમદ નામના અમીરને હૈદ્રાબાદ અને દબ્બા આગળ હરાવ્યો. પછી સિંધના અમીરોને ચોક્કસ લવાજમ આપતું કરી તેઓને બનારસ તરફ જઇ વસવા ફરમાવ્યું, અને સિંધ પ્રાંત અંગ્રેજી રાજ સાથે જોડી નાંખી, સર ચાર્લ્સ નેપીયરને ત્યાંનો પેહેલો કમિશનર નેમ્યો, ૧૮૪૩.

---

## પંજાબની પેહેલી લડાઇ ૧૮૪૫-૧૮૪૬.

સિખ લોકો શરૂઆતમાં ઘણા રાંક હતા, તથા પંજાબ તરફ વસ્તા હતા. તેઓનો ધર્મ સ્થાપનાર નાનક ૧૪૬૯ માં જનમ્યો હતો. તેણે મુસલમાની તથા હિંદુ શાસ્ત્રમાંથી સારી બાબદોનો જથ્થો કરી એક નવો પંથ સ્થાપ્યો. એ પંથમાં પછવાડેથી ઘણા લોકો દાખલ

થયા. બાબરના વખતથી એ લોકો જાણમાં આવ્યા; પછી ઔરંગજેબના જુલમથી કંટાળી તેઓએ ગુરૂ ગોવિંદની સરદારી તળે એક લશ્કર ઉભું કીધું, પણ ઔરંગઝેબ સામે તેઓ લડાઈમાં ફાવ્યા નહીં. ઔરંગઝેબે ગુરૂ ગોવિંદ તથા તેના છોકરાઓને મારી નખાવ્યા. તોબી સિખ લોકો આથી હિંમત હાર્યા નહીં. ઔરંગઝેબના મરણ સુધી તેઓ પાહાડોમાં રહ્યા, અને પછી તેઓ રફતે રફતે પંજાબના ધણી થઈ પડયા. એમના રાજનો સ્થાપનાર રણજીતસિંહ હતો. તે ૧૭૮૦ માં જનમ્યો હતો. તેને અફગાનિસ્તાનના અમીર ઝમાનશાહે લાહોરનો હાકેમ નેમ્યો હતો. પછી ત્યાં તે સ્વતંત્રપણે રાજ ચલાવવા લાગ્યો. (જુઓ રણજીતસિંહનો હેવાલ.) તે ૧૮૩૯ માં મરણ પામ્યો.

(લડાઈનું કારણ) રણજીતસિંહના મરણ પછી તેનો છોકરો કરકસિંગ ગાદીએ બેઠો. કરકસિંગને કોઈએ ઝેહેર દઈ મારી નાંખ્યો. તેની પછી શેરસિંગ ગાદીએ આવ્યો. શેરસિંગની સામે રણજીતસિંહનો પ્રધાન ધિઆનસિંગ થયો. ધિઆનસિંગ અને શેરસિંગ વચ્ચે લડાઈ થવાથી રાજમાં બે વરસ સુધી ભારે બખેડા થયા. ૧૮૪૫ માં સિખ લોકોએ રણજીતસિંહની માનીતી રાણી ચાંદ કુવરને પેટના ધુલપસિંહને ગાદીએ બેસાડયો. રાજા નાની વયનો હોવાથી રાજ્યકારભાર ચલાવવાને એક સભા સ્થાપવામાં આવી. આ સભા સિખ લશ્કરને પોતાના કબજામાં રાખી શકી નહીં. સિપાહિઓએ લડવાનો વિચાર કીધો. તેઓનું ધ્યાન અંગ્રેજી મુલકપર ચઢાઈ કરીને રોકવાને સિખ સભાએ ફાયદાકારક વિચાર્યું. તેથી ગવરનર જેનરલ સર હેન્રી હાર્ડિંજે એક લશ્કર ઉભું કરી મીરત અને લુધિઆના વચ્ચે સર હ્યુ ગોફની સરદારી તળે રવાના કર્યું. પોતે પણ તેની નજદીક છાવણી કરી રહ્યો, ૧૮૪૫. એજ વરસમાં સિખ લોકોના સરદાર

લાલસિંગના હાથ નીચે સિખ લોકોને મુડકી આગળ સર હ્યુ ગોફે હરાવ્યા. એ લડાઈમાં જલાલાબાદનો પેહેલવાન સર રોબર્ટ સેલ માર્યો ગયો. મુડકીથી પંદર મૈલ દુર ફીરોજપૂર ભણી બંનેની ફોજ સામાસામી થઈ. આ લડાઈમાં સર હ્યુ ગોફના હાથ હેઠળ ગવરનર જેનરલ સર હેન્રી હાર્ડિંજ પણ લડયો હતો. અતી સખત લડાઇ પછી અંગ્રેજોની જીત થઇ ખરી, પણ લશ્કર થાકી જવાથી, તથા દારૂગોળો ખુટી જવાથી નાશી જતા દુશ્મનોની પુઠે જઈ શકાયું નહીં. આ વખતે દુશ્મનોની ૭૦ તોપ અંગ્રેજોના હાથમાં આવી.

૪૦ સ૦ ૧૮૪૬ ના જાનેવારી મહિનામાં સિખ સરદાર ગુલાબસિંગે અંગ્રેજી સરદાર સર હેરી સ્મીથને બદ્દીવાલ (લુધિઆનાની નજદીક) આગળ હરાવ્યો. થોડા દિવસ પછી લશ્કરની વધુ મદદ મળવાથી સ્મિથે દુશ્મનોને અલિવાલ (ફિરોજપુરની પૂર્વે) આગળ હરાવ્યા, ૧૮૪૬. એજ વરસમાં સર હ્યુ ગોફે સર હેરી સ્મીથ સાથે મળી જઇ સિખ લોકોના સરદાર શામસિહને સોબ્રાઓન આગળ હરાવ્યો. ત્યાંથી તેઓ લાહોરપર કુચ કરી ગયા. સીખ લોકો તાબે થયા, અને તેઓ સાથે સલાહ થઈ. લાહોરની સલાહની સરત:— બિઆ અને સતલજ નદી વચ્ચેનો મુલક અંગ્રેજોને આપવો. જ્યાંસુધી ધુલપસિંહ ઉમરે પુગે ત્યાંસુધી રાજ સભાએ અંગ્રેજી વકીલની સલાહ મુજબ ચાલવું. લડાઇના ખરચ બદલ અંગ્રેજોને દોઢ કરોડ રૂપીઆ આપવા. લાહોરમાં અંગ્રેજી લશ્કર રાખવું. ગુલાબસિંહને કાશ્મીરની આસપાસનો થોડોક મુલક આપવો, ૧૮૪૬.

---

## પંજાબની બીજી લડાઈ ૧૮૪૮-૧૮૪૯.

(લડાઇનું કારણ) ૧૮૪૮ માં મુલતાનના હાકેમ લાલામુળરાજે પોતાના મુલકમાંથી અંગ્રેજોને હાંકી કાઢયા તેથી તેની જગ્યાએ

ખુલપસિંહે સરદાર ખાનસિંગને નેમ્યો. તેને મદદ કરવા માટે મી૰ વે-ન્સ એગન્યુ અને લેફ્ટનંટ એન્ડરસનને મોકલ્યા હતા, તેઓને લા-લામુળરાજે મારી નખાવ્યા અને આખા પંજાબમાં બળવો મચાવ્યો. આથી લેફ્ટનંટ એડવરડસે બાવલપુરના નવાબ બાવલખાંની મદદ લઇ, તથા દેરા ઇસ્માએલ (સિંધુ નદીપર,) ના સરદાર કર્નલ કોર્ટ-લેટ સાથે જોડાઇ જઈ મુલતાનથી આશરે વીશ માઇલ દૂર કિનેરી આગળ, અને પછી થોડા દિવસ રહીને તેની નજદીક સદુસેમ આ-ગળ લાલામુળરાજને હરાવ્યો, ૧૮૪૮. પછી જેનરલ વિશના લશ્કરે મુલતાનપર ઘેરો ઘાલ્યો, પણ પુરતી મદદ નહીં મળવાથી તેને આ ઘેરો ઉઠાવી લેવાની ફરજ પડી. એટલામાં લોર્ડ ગોફે લાહોર તરફ કુચ કરી, અને રામ નગર આગળ દુશ્મનોને હરાવ્યા, ૧૮૪૯. એ-જ વરસમાં જેનરલ વિશને મુંબઇથી વધુ મદદ મળતાંજ તેણે મુ-લતાનપર ઘેરો ઘાલ્યો, ને તે જીતી લીધું. મૂળરાજ શરણે થયો, અને તેની પર મી૰ એગન્યુ અને લેફ્ટનંટ એનડરસનના ખુન કરાવવાનું તોહોમત મુકી, તેને જન્મ દેશ નિકાળ કીધો. બાજી તરફ શેરસિ-ગની સરદારી તળેનાં લશ્કરને લોર્ડ ગોફે ચિલિઆનવાલા (જેલમ ને ચિનાબની વચ્ચે) આગળ હરાવ્યું. પણ ઘણા અંગ્રેજી અમલદા-રો તથા માણસો માર્યા ગયાથી ઈંગ્લાંડ અને હિદુસ્તાનમાં મોટી હોહા થઇ રહી, અને બધા લોર્ડ ગોફને ઠપકો દેવા લાગ્યા. પણ લોર્ડ ગોફે ગુજરાતની લડાઈમાં (લાહોરની ઉત્તરે) સિખ લોકને પુરેપુરા વશ કરી, તેમને હથીયાર છોડી દેવાની ફરજ પાડી, અને ખોહેલી કિર્ત્તી પાછી મેળવી, ૧૮૪૯. લોર્ડ ડેલ્હાઉસીએ એજ વરસમાં પંજા-બ પ્રાંત અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યો, અને ત્યાંના રાજા ધુલ-પસિંહને પચાશ હજાર પાઉ વરસ દહાડે આપવા કબુલ કીધા.

---

## પ્રકરણ ૭ મું.

### ઈસ્ટ ઇંડયા કંપનીના વખતમાં હિંદુસ્તાનના ગવરનર જેનરલ :—૧૭૭૪-૧૮૫૮.

| | | |
|---|---|---|
| ૧. | વોરન હેસ્તિંગ્સ | ૧૭૭૪-૧૭૮૫ |
| ૨. | લાર્ડ કોર્નવોલિસ | ૧૭૮૬-૧૭૯૩ |
| ૩. | સર જોન શોર | ૧૭૯૩-૧૭૯૮ |
| ૪. | લાર્ડ વેલસ્લી (મોર્નિંગટન) | ૧૭૯૮-૧૮૦૫ |
| ૫. | લાર્ડ કોર્નવોલિસ (બીજીવાર) | ૧૮૦૫ |
| ૬. | સર જ્યાર્જ બારલો | ૧૮૦૫-૧૮૦૭ |
| ૭. | લાર્ડ મિન્ટો | ૧૮૦૭-૧૮૧૩ |
| ૮. | લાર્ડ હેસ્તિંગ્સ (મોઈરા) | ૧૮૧૩-૧૮૨૩ |
| ૯. | લાર્ડ એમહર્સ્ટ | ૧૮૨૩-૧૮૨૮ |
| ૧૦. | લાર્ડ વિલ્યમ બેન્ટિક | ૧૮૨૮-૧૮૩૫ |
| ૧૧. | લાર્ડ ઓકલેંડ | ૧૮૩૬-૧૮૪૨ |
| ૧૨. | લાર્ડ એલનબરો | ૧૮૪૨-૧૮૪૪ |
| ૧૩. | લાર્ડ હાર્ડિંજ | ૧૮૪૪-૧૮૪૮ |
| ૧૪. | લાર્ડ ડેલ્હાઉસી | ૧૮૪૮-૧૮૫૬ |
| ૧૫. | લાર્ડ કેનિંગ | ૧૮૫૬-૧૮૫૮ |

### મહારાણીના અમલમાં હિંદુસ્તાનના વાઈસરોય તથા ગવરનર જેનરલ :—

| | | |
|---|---|---|
| ૧૫. | લાર્ડ કેનિંગ | ૧૮૫૮-૧૮૬૨ |
| ૧૬. | લાર્ડ એલ્ગીન | ૧૮૬૨-૧૮૬૩ |
| ૧૭. | સર જોન લારેંસ | ૧૮૬૪-૧૮૬૯ |

| | | |
|---|---|---|
| ૧૮. | લોર્ડ મેયો | ૧૮૬૯-૧૮૭૨ |
| ૧૯. | લોર્ડ નોર્થબ્રુક | ૧૮૭૨-૧૮૭૬ |
| ૨૦. | લોર્ડ લીટન | ૧૮૭૬-૧૮૮૦ |
| ૨૧. | લોર્ડ રિપન | ૧૮૮૦-૧૮૮૪ |
| ૨૨. | લોર્ડ ડફરિન | ૧૮૮૪-૧૮૮૮ |
| ૨૩. | લોર્ડ લેન્સડાઉન | ૧૮૮૮ |

## વોરન હેસ્તિંગ્સ ૧૭૭૪-૧૭૮૫.

રેગ્યુલેતિંગ એક્ટ ઈંગ્લાંડમાં ૧૭૭૩ માં પસાર થયો. જેની રૂએ વોરન હેસ્તિંગ્સ હિંદુસ્તાનનો પેહેલ વેહેલો ગવરનર જેનરલ થયો. તેની અગાઉ એ બંગાળાનો ગવરનર હતો. ૧૮ વર્ષની ઉમરે એ હિંદુસ્તાન આવ્યો. ૧૭૬૦ માં બંગાળાના ગવરનરની કાઉન્સીલમાં દાખલ થયો. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો પાયો નાખનાર ક્લાઈવના જેવો એ હતો. જોકે બળવાન ન હતો, તોપણ એ તેના કરતાં શ્રેષ્ટ રાજ્યાધિકારી હતો.

રેગ્યુલેતિંગ એક્ટની કલમો નીચે મુજબ હતીઃ—હિંદુસ્તાનમાં એક ગવરનર જેનરલ નેમવો; અને તેને મદદ કરવા મુંબઈ, અને મદ્રાસમાં એકેકો ગવરનર નેમવો; ગવરનર જેનરલને મદદ કરવાને માટે ચાર અનુભવી ગ્રહસ્થોની એક કાઉન્સીલ સ્થાપવી; કલકત્તાની અંદર એક મુખ્ય અને ત્રણ તેના હાથ નીચેના ન્યાયાધિશોની સુપ્રીમ કોર્ટ સ્થાપવી; ગવરનર જેનરલનો પગાર વરસ દહાડે અઢી લાખનો આપવો; કંપનીએ વરસ દહાડે ઈંગ્લાંડની સરકારને સનદના પેટામાં ચાર લાખ પૌંડ આપવા. એની કાઉન્સીલના મેમ્બરો, કર્નલ મોનસન, જેનરલ ક્લેવરિંગ મી० ફ્રાનસિસ, અને મી० બારવેલ હતા. પેહેલા ત્રણ એની વિરૂદ્ધ મતના હતા, જ્યારે મી० બા-

રવેલ એની તરફેણમાં હતો. હેસ્તિંગ્સે અયોધ્યાના નવાબ સુજા-દૌ-લાને રોહિલાની સામે મદદ કીધી તેના બદલામાં હેસ્તિંગ્સે બેગમો પાસથી ૪૦ લાખ રૂપ્યા ઓકાવ્યા. બેગમોએ કોર્ટ ઓફ ડાયરેકટરોને અરજ કીધી, જેનો જવાબ હેસ્તિંગ્સને ઠપકામાં આવ્યો. કલકત્તાના એક ધનવાન બ્રાહ્મણ નંદકુમારે વોરન હેસ્તિંગ્સપર લાંચ લેવાનું તોહોમત મુકયું, પણ તેની તપાસ ચાલે તેની અગાઉ નંદકુમાર ઉપર વડા ન્યાયાધિશ સર ઇલીઝા ઇમ્પી આગળ ખોટા દસ્તાવેજ બનાવવાનું તોહોમત મુકી તેની તપાસ ચાલી. તેમાં તે ગુનેહગાર ઠર્યો, અને તે વખતના કાયદા પ્રમાણે દેશીઓના અતિશય ગભરાટ વચ્ચે તેને ફાંસી દીધો, ૧૭૭૬. જેવો એ ગવરનર જેનરલ થયો કે એને દખણના મરાઠાઓ સાથે ૧૭૭૪ થી ૧૭૮૨ સુધી લડવું પડયું. એ લડાઇનો અંત આવ્યો નહીં, એટલામાં હૈદર અને તેના છોકરા ટીપુ જોડે મૈસોરના બીજા વિગ્રહમાં એને હાથ ઘાલવો પડયો. એ લડાઇઓથી એનો સઘળો ખજાનો ખુટી ગયો, તેથી સુજાદૌલાના મરણ પછી (૧૭૭૫) એના છોકરા અસોફ-ઉડ-દૌલા પાસેથી બનારસનો મુલક લઇ તેને ગાદીપર બેસાડયો. ચેતસિંગ નામના ધનવાન જાગીરદાર પાસેથી દર વરસે સાડી બાવીસ લાખ રૂપ્યા લેવા કહી તેને બનારસની ગાદીપર બેસાડયો. ઉપલી રકમ તેણે થોડાં વરસ સુધી આપી. પછી ૧૭૮૦ માં એની પાસેથી બીજા પાંચ લાખ રૂપ્યા દર વરસે વધુ માગ્યા. જે તેણે આપવાને ના પાડી. ત્યારે હેસ્તિંગ્સે ચેતસિંગને ઉઠાડી મુકીને તેના ભત્રિજાને કાશીનો રાજા કર્યો, અને તેની કનેથી ચાલીશ લાખ રૂપ્યાની ખંડણી લેતી કરી, ૧૭૮૧.

વળી એજ વરસમાં કંપનીનાં લેહેણાંની એણે અસોફ-ઉડ-દૌલાપર તાકીદ કરી. નવાબની તીજોરીમાં નાણાં ન હતાં તેથી બેગ-

મોની દોલત લુટીને કંપનીનું લેહેણું આપવાની તેણે મરજી જણાવી. બેગમો ઉપર ચેતસિંગને મદદ કરવાનું તોહોમત મુકી હેસ્તિંગ્સે તેઓની દોલત જબરીથી લેવાને નવાબને રજા આપી. એથી કંપનીને બોતેર લાખ રૂપિયા મળ્યા. એને માટે ડિરેકટરોએ પાછળથી એને ઠપકો આપ્યો. કર્નલ મોનસન ૧૭૭૬ માં મરણ પામ્યો, અને ૧૭૮૦ માં ફ્રાનસીસ ઈંગ્લાંડ ગયો તેથી કાઉન્સીલમાં એની સામે થનાર કોઈ રહ્યો નહીં, અને હેસ્તિંગ્સ પોતાની મરજી મુજબનું કામ કરવા લાગ્યો.

ઈ. સ. ૧૭૮૩ માં ઈંગ્લાંડમાં મી° ફૉકસ નામના પ્રધાને એક બિલ રજુ કીધું, જેને ફૉકસનું બિલ કહેછે. તેની મતલબ એ હતી કે હિંદુસ્તાનનું રાજ કંપનીના હાથમાંથી લઇ ઈંગ્લાંડના રાજકર્તાને સ્વાધીન કરવું. એ બિલ હાઉસ-ઓફ-લૉર્ડસે (અમીરોની સભાએ) ઉરાડી નાંખ્યું.

ઇ. સ. ૧૭૮૪ માં મી° ફૉકસના હરીફ મી° પિટે એક બિલ પસાર કરાવ્યું; જેને પિટનું બિલ કહેછે. તેની મતલબ એ હતી કે કોર્ટ ઓફ ડાયરેકટરના કામની દેખરેખ રાખવાને ઈંગ્લાંડની સરકારે છ માણસોની એક મંડળી સ્થાપવી.

૧૭૮૫ ના ફેબ્રુઆરી મહિનામાં હેસ્તિંગ્સ રાજીનામું આપી ઈંગ્લાંડ ગયો. ત્યાં પેહેલાં એને ઘણું માન મળ્યું; પણ પાછળથી ઈંગ્લાંડના મહાન રાજ્યાધિકારીઓ જેવાકે પિટ, બર્ક અને ડનડાસ, એઓએ એનાં કામો ધીક્કારી કાઢયાં, અને ઉમરાવોની સભા આગળ ૧૭૮૮ માં એની તપાસ સરૂ થઇ. ૧૭૯૫ માં તે તપાસનો છેડો આવ્યો, અને તેને નિર્દોષ ઠેડવ્યો; પણ તપાસ પાછળ એને દશ લાખ રૂપિયા ખરચ થયો, તેથી ડીરેકટરોએ તેને વર્ષાસન બાંધી આપ્યું. તે ૮૬ વર્ષની ઉમરે ૧૮૧૮ માં મરણ પામ્યો.

## લોર્ડ કોર્ન વોલિસ ૧૭૮૬-૧૭૯૩.

વોરન હેસ્તિંગ્સ પછી એ ગવરનર જેનરલ ઠર્યો. એણે હિંદુસ્તાનમાં ઘણા સુધારા કર્યા. કંપનીના નોકરોનો પગાર વધારી આપીને તેઓને ખાનગી વેપાર કરતા તથા લાંચ લેતા અટકાવ્યા. તેણે ન્યાયખાતામાં સુધારો કીધો, અને કલેક્ટરોના હાથમાં મેહેસુલ એકઠી કરવાની સત્તા તથા ડિસ્ટ્રીક્ટ જડજોના હાથમાં ઈનસાફ કરવાની સત્તા જુદી કરી આપી. એના વખતમાં મેંગ્લોરની સલાહ થઇ તે છતાં ટિપુએ મ્હેસૂરની ત્રીજી લડાઈ ચલાવી, ઇ. સ. ૧૭૯૦ થી ૧૭૯૨. એણે પોતે ટિપુને એરિકેરા અને શિમોગાની લડાઇમાં હરાવ્યો, ૧૭૯૧, અને તેની સાથે ૧૭૯૨ માં શ્રી રંગપટણની સલાહ કીધી. એણે ૧૭૯૩ માં મેહેસુલ લેવાની ત્રણ રીત દાખલ કીધી.

પેહેલી, જમીનદારી, એટલે જમીનદારો અથવા જમીનના માલીકોએ પોતાની જમીનનો કર સીધો સરકારને ભરવો. એ રીત બંગાળામાં દાખલ થઇ.

બીજી, ગામવારી, એટલે ગામના લોકને પોતાની હદમાં આવેલી જગ્યાની ઉપજને માટે સરકારના જવાબદાર કર્યા. એ રીત પંજાબ અને વાયવ્ય પ્રાંતમાં દાખલ કરી.

ત્રીજી, રૈયતવારી, એટલે રાયટ અથવા ખેડુતે પોતે સરકારને પોતાની જમીનને માટે કર ભરવો. એ રીત મુંબઈ અને મદ્રાસમાં દાખલ કરી.

---

## સર જોન શોર ૧૭૯૩-૧૭૯૮.

એ લોર્ડ કોર્નવોલિસની કાઉન્સીલનો વડો સભાસદ હતો. એણે દેશી રાજ્યોની ખટપટમાં હાથ ઘાલ્યો નહીં, તેથી એની રાજનીતિ

નબળી ગણાયલીછે. મરેઠા અને ટિપુને એણે તેમની મરજી પ્રમાણે કરવા દીધું. એણે લોર્ડ કોર્નવાલિસને જમીનદારો સાથેના બંદોબસ્તમાં મદદ કરી હતી. એના વખતમાં ૧૭૯૫ માં સવાઇ માધવરાવે અંગ્રેજના મિત્ર નિઝામને કુર્દલાની લડાઇમાં હરાવ્યો, તે એણે મુગે મોહોડે જોયા કીધું; તેથી નિઝામે ગુસ્સે થઇને અંગ્રેજી લશ્કરને પોતાના રાજમાંથી કાઢી નાખ્યું.

૧૭૯૭ માં અયોધ્યાના નવાબ અસોફ-ઉડ-દૌલાના મરણથી તેનો અનૌરસ છોકરો વજીર અલી ગાદીએ બેઠો. સર જોન શોરે તેને નવાબ તરીકે કબુલ કીધો નહીં, અને અસોફ-ઉડ-દૌલાના ભાઈ સાદત અલીને નવાબ ઠરાવીને તેને ગાદીએ બેસાડવા પોતે લકનો ગયો. વજીર અલીએ બંડ કર્યું. પણ આખરે સર જોન શોર સાદત અલીને ગાદીએ બેસાડવામાં ફતેહ પામ્યો. વજીર અલીને કાશીમાં નજર કેદ રાખ્યો. ૧૭૯૮ માં એની શાંતી ભરેલી કારકીરદીનો અંત આવ્યો, અને એ ઈંગ્લાંડ પાછો ફર્યો.

---

## લોર્ડ વેલેસ્લી ૧૭૯૮-૧૮૦૫.

એના વખતમાં "સબસીડીયરી સીસ્ટીમ" એટલે દેશી રાજ્યોનાં રક્ષણને માટે બ્રિટિશ મદદગાર ફોજ રાજાઓનેજ ખરચે તેમના મુલકમાં રાખવાની રીત, દાખલ થઇ. એ રીતથી તેણે અંગ્રેજી રાજ્યને હિંદુસ્તાનમાં સર્વોપરી કર્યું, અને દેશી રાજાઓને અંગ્રેજો પર આધાર રાખવો પડયો. તેણે નિઝામના રાજમાં અંગ્રેજી લશ્કર રખાવ્યું. એના વખતમાં ૧૭૯૯ માં ટિપુને સદાસિર અને મેલવેલીની લડાઇમાં હરાવી શ્રીરંગપટણનો કિલ્લો જીતવામાં આવ્યો; જેમાં ટિપુ માર્યો ગયો, અને મ્હેસુરના રાજનો થોડો ભાગ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યો.

૧૮૦૨ માં વસાઈ આગળ બાજીરાવ સાથે સલાહ કીધી ને તેને પાછો પુણાની ગાદીએ બેસાડયો. ૧૮૦૩ માં જેનરલ વેલેસ્લીએ સિંધ્યાને એસે અને આર ગામની લડાઈમાં હરાવી, બીરારના રાજા સાથે દેવગામ આગળ સલાહ કીધી.

એજ વરસમાં લોર્ડ લેકે સિંધ્યાને દિલ્હી, આગ્રા ને લાસવારીની લડાઈમાં હરાવ્યો. ૧૮૦૪ માં હોલ્કર દિલ્હી, દિગ, અને ફરક્કાબાદની લડાઈમાં હાર્યો.

૧૮૦૦ માં સુરતના નવાબને પેન્શન આપી તે શેહેર તથા આસપાસનાં ગામ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધાં.

૧૮૦૧ માં કર્ણાટક પ્રાંત ખાલસા કર્યો. ૧૮૦૫ માં ભરતપુરના રાજા સાથે સલાહ કીધી.

એ ડયુક ઓફ વેલિંગ્ટનનો વડો ભાઈ હતો. એણે દેશી રાજાઓની દરબારમાંથી ફ્રેન્ચોનું ચલણ તદન બંધ પાડયું. ૧૮૦૫ માં એ ઈંગ્લાંડ ગયો.

---

## લોર્ડ કોર્નવોલિસ બીજીવાર ૧૮૦૫.

લોર્ડ કોર્નવોલિસને હિંદુસ્તાનમાં શાંતી જાળવી રાખવાને બીજી વાર મોકલ્યો: પણ બે મહિનામાં એ કલકત્તેથી લોર્ડ લેકની છાવણી તરફ જતાં માર્ગમાં ઘાઝીપુર આગળ મરણ પામ્યો, ૧૮૦૫.

---

## સર જ્યોર્જ બાર્લો ૧૮૦૫-૧૮૦૭.

લોર્ડ કોર્નવોલિસ મરણ પામ્યો તેથી કાઉન્સીલનો વડો મેમ્બર સર જ્યોર્જ બાર્લો ગવરનર જેનરલ થયો. તેણે શાંતીની રાજ નીતિ ચાલુ રાખી. તેણે લશ્કરમાં કાયદા કાઢયા કે સિપાઈઓએ કપાળે

ટિલા કર્યા વગર કવાયદ કરવા આવવું. દાઢી મુછ એક સરખી રાખવી, ને પાઘડીનો ઘાટ એક સરખો રાખવો. આ કારણથી વેલોર જ્યાં ટિપુના છોકરા રહેતા હતા તેઓની ઉશ્કેરણીથી ત્યાં તથા સિકંદ્રાબાદ, વલાજાબાદ, તથા નંદી દુર્ગમાં બંડ ઉઠયાં, ૧૮૦૬. કર્નલ ગિલેસ્પીએ તે ઝડપથી બેસાડી દીધાં. એણે લોર્ડ લેકના મતની વિરૂદ્ધ સિંધ્યા અને હોલ્કર સાથે તેમને ફાયદો થાય તેવી સરતો પર સલાહ કરી. અહિંથી એની મદ્રાસના ગવરનર તરીકે બદલી થઈ, જ્યાં "તેન્ટ કોન્ટ્રાકટ" નો ધારો કાઢી નાંખવાથી તે લશ્કરી અમલદારોનો અળખામણો થઈ પડયો, અને બંડ ઉઠયાં, પણ તે તરત બેસાડી દેવામાં આવ્યાં. તેન્ટ કોન્ટ્રાકટ એટલે લશ્કરી અમલદારોને તંબુ બદલ મળતું ચોક્કસ લવાજમ.

---

## લોર્ડ મિનતો ૧૮૦૭-૧૮૧૩.

એના વખતમાં રશિયનો હિંદુસ્તાનપર ચઢી આવેછે એવી ધાસ્તીથી એણે સર ચાર્લ્સ મેટકાફને પંજાબના રાજા રણજીતસિંહની દરબારમાં મોકલ્યો ત્યાં તેણે રાજા સાથે સંધી કરી. વળી મોનસ્ટુઅર્ટ એલ્ફીનસ્ટનને અફગાનિસ્તાનમાં અને સર જોન માલકમને ઇરાનની દરબારમાં એલચી તરીકે મોકલ્યા. તેઓએ અફગાનિસ્તાનના અમીર અને ઈરાનના શાહ સાથે સંધી કરીને રશીયનોનો પગ પેસારો અટકાવ્યો, ૧૮૦૯.

૧૮૧૦ માં એણે ફ્રેન્ચોના મોરિશિયસ અને બુર્બોન બેટ જીત્યા તથા ૧૮૧૨ માં જાવા, એમ્બોયના તથા બાંડાના બેટો જીતી લીધા. ૧૮૧૪ માં બુર્બોન પાછું ફ્રેન્ચોને સ્વાધીન કીધું. ૧૮૧૩ માં હિંદના વેપારની છુટ સર્વ અંગ્રેજોને મળી.

---

## મારકિવસ ઓફ હેસ્તિંગ્સ ૧૮૧૩-૧૮૨૩.

એ પ્રખ્યાત લડવૈયો, તથા અનુભવી રાજ્યકારભારી હતો. હેસ્તિંગ્સ અને વેલેસ્લીની માફક એણે હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ વધાર્યું. એના વખતમાં નેપાલના ગુરખા લોકો સાથે લડાઈ થઇ, ૧૮૧૪ થી ૧૮૧૬. તેમને હરાવીને એણે વશ કીધા. પિંઢારા જેઓ લુટફાટનો ધંધો કરતા હતા તેઓ સામે ૧૧૬૦૦૦ માણસનું લશ્કર મોકલી એણે તેમનો નાશ કીધો, ૧૮૧૬ થી ૧૮૧૭.

પુણાના પેશ્વા બાજીરાવ બીજાને એના વખતમાં ખડકી, કોરેગામ, અને આષ્ટેની લડાઇમાં હરાવી શરણે થવાની ફરજ પાડી, અને પુણા તથા તેની આસપાસનો મુલક અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યો, ૧૮૧૭ થી ૧૮૧૮.

નાગપુરનો રાજા આપા સાહેબ અંગ્રેજો સામે છળભેદ કરવા લાગ્યો. તેથી તેને સિતાબલ્ડીની ટેકરી આગળ, પછી નાગપુર આગળ અને પછી જબલપોર આગળ હરાવી, તેને કેદ પકડી અલાહાબાદ લઇ ગયા, જ્યાં રસ્તામાં તે લાંચ આપી નાશી છુટયો. પાછળથી તે ૧૮૪૦ માં જોધપુરમાં મરણ પામ્યો, ૧૮૧૭-૧૮૧૮. પછી હોલ્કરના સરદારો સાથે ૧૮૧૭ માં મહિદપુર આગળ એક લડાઈ થઇ તેમાં તે સરદારો હાર્યા અને તેમને મંદેસર આગળ સલાહ કરવી પડી, ૧૮૧૮.

એની સારી નોકરીને માટે સાઠ હજાર પૌંડની કિંમતની જાગીર એને બક્ષવામાં આવી. એના મરણ પછી એના વારસોને બીજા વીશ હજાર પૌંડ મળ્યા.

---

## લોર્ડ એમહર્સ્ટ ૧૮૨૩-૧૮૨૮.

બ્રહ્મી લોકોએ પોતાનું રાજ છેક બંગાળાની સીમા સુધી ફેલાવ્યું હતું અને સરહદ ઉપર રહેનારા લોકોને હેરાન કરતા તેથી એણે તેઓ સામે લડાઈ ઉઠાવી, ૧૮૨૪. અંગ્રેજી સરદાર સર આરચીબાલ્ડ કેમબેલે બ્રહ્મીઓને રંગુન, દોનાબ્યુ, પ્રોમ અને પેઘામ આગળ હરાવ્યા, ૧૮૨૩ થી ૧૮૨૬, અને યાનદાબો આગળ સલાહ કીધી. એજ લડાઈની વખતે કલકત્તાની નજદીક બરાકપુરમાં દેશી સીપાઈઓએ બંડ ઉઠાવ્યું, પણ તેજ લશ્કરના વડા ૯૦ પીગતે તે સમાવ્યું.

ઈ. સ. ૧૮૨૬ માં ભરતપુરનો કિલ્લો જે અજીત ગણાતો હતો તે લોર્ડ કોમ્બરમીઅરે લીધો. એણે સીમલામાં રહેવાનો મુકામ પહેલ વહેલો કર્યો.

---

## લોર્ડ વીલીઅમ બેન્ટીંક ૧૮૨૮-૧૮૩૫.

પેહેલાં એ મદ્રાસનો ગવરનર હતો. એના વખતમાં કોઈ સાથે લડાઈ ચાલી નહીં. કુર્ગ પ્રાંતનો રાજા પોતાની રૈયતપર ઘણો જુલમ ગુજારતો હતો તેથી તેનું રાજ અંગ્રેજી રાજ સાથે જોડી નાખ્યું, ઈ. સ. ૧૮૩૪. એણે ઘણા સંસારી સુધારા કર્યા. જેમાં સતી કરવાની બુરી અને ઘાતકી ચાલ બેસાડી દીધી તથા જેઓ કોઈ એ કામને ઉતેજન દે તેને શીક્ષાને પાત્ર કીધા, ૧૮૨૯. રજપુતોમાં સ્ત્રી બાળકોને દુધમાં નાંખી ગુંગળાવી મારતા અને જગન્નાથના મંદીરમાં કમકમાટ ઉપજાવે એવી ક્રિયા થતી તે એણે બંધ પાડી. એણે લશ્કરી અને મુલ્કી ખરચનો ઘટાડો કર્યો; દેશીઓને મોટા ઓહ્દા આપવાનો ધારો કર્યો, ન્યાયખાતામાં મુનસફ અને સદર અમીનો નેમ્યા. ઠગ અથવા ફાંસીઆ લોકોનો ઉપદ્રવ એના વખતમાં મધ્ય હિંદુસ્તાનમાં ઘણો વધી ગયો

હતો, તે નાબુદ કરવાનું કામ મેજર સ્લીમેનને સોંપ્યું, ૧૮૨૯. તેણે ઘણાક ઠગને પકડી સજા કરી તથા બાકીનાઓને જબલપુરમાં લાવી તેઓને સારા ઉદ્યોગમાં પડવાની ફરજ પાડી. એણે દેશીઓને દેશી ભાષાને બદલે અંગ્રેજી ભાષાની મારફતે કેળવણી આપવાનો હુકમ કર્યો. એના વખતમાં વરાળથી ચાલતી આગબોટો હિંદુસ્તાન અને ઈંગ્લાંડ વચ્ચે ફરવા લાગી, અને કેપનો રસ્તો બંધ પડી લાલ સમુદ્ર તથા મીસરને રસ્તે આવજાવ શરૂ થયો.

---

## લોર્ડ ઓકલેન્ડ ૧૮૩૬-૧૮૪૨.

એના વખતમાં અફઘાનીસ્તાનની પહેલી લડાઇ ૧૮૩૮-૧૮૪૨ સુધી થઇ. સર જોન કીનની સરદારી તળે એક મોટું લશ્કર એણે મોકલ્યું. શાહ સુજાને ગાદીપર બેસાડયો પણ પાછળથી બળવાખોરોએ તેને ૧૮૪૨ માં મારી નાખ્યો ત્યારે નવા ગવરનર જેનેરલ લોર્ડ એલેનબરોએ અંગ્રેજી લશ્કર પાછું બોલાવી લીધું.

ઇ. સ. ૧૮૪૦ માં ચીન સાથે લડાઇ ઉઠી કારણકે ચીનાઓએ પોતાના મુલકમાં અફીમની આયાત બંધ પાડી ત્યારે વેપારીઓ ચોરીથી લેઇ જવા લાગ્યા. તેથી ચીનની સરકારે અંગ્રેજી વેપારીઓની વીસ હજાર અફીમની પેટીઓનો નાશ કર્યો. આથી ઓકલેન્ડે સર હ્યુ ગોફને લશ્કર આપી મોકલ્યો, ૧૮૪૦. તેણે ચીનાઓ ઉપર ઉપરાસાપરી ફતેહ મેળવી તેથી ચીનના શેહેનશાહે નાનકીન આગળ સલાહ કીધી, ૧૮૪૨. એ સલાહની સરતો એ હતી કે હોંગકોંગ બેટ અંગ્રેજોને આપવો અને એમોય, નીંગપો, ફુચ્ચુ તથા શૅંગહાઇ બંદરોમાં અંગ્રેજોને વેપાર કરવા દેવો. અફઘાનીસ્તાનના ઝઘડાને માટે એને રાજીનામું આપવું પડ્યું.

---

## લોર્ડ એલેનબરો ૧૮૪૨-૧૮૪૪.

એણે આવીને અફઘાનીસ્તાનમાં જેનેરલ પોલોક અને ઈંગ્લાંડ એ બે મહાન સરદારોને મોકલી ખોએલી કીર્તિ પાછી મેળવી, પેહેલી અફઘાન લડાઇનો અંત આણ્યો, ૧૮૪૨. એજ વરસમાં સિંધના અમીરો સાથે અંગ્રેજોને લડાઈ થઈ. સર ચાર્લ્સ નેપીઅરે તેમને મીઆની, હૈદરાબાદ અને દબ્બાની લડાઇમાં હરાવ્યા, ૧૮૪૩. અને સિંધ પ્રાંત અંગ્રેજી રાજ સાથે જોડી નાખ્યો. એજ વરસમાં ગ્વાલીઅરના રાજમાં અંધેર કારભાર ચાલવાથી તેણે ત્યાં લશ્કર મોકાલ્યું. સર હ્યુ ગોફે માહારાજપુર આગળ અને જેનેરલ ગ્રેએ પનીઆર આગળ મરેઠાના મોટા લશ્કરને હરાવ્યું, અને અંગ્રેજોની મરજી મુજબ રાજ ચલાવવાની મરેઠાઓને ફરજ પાડી. ઉપલાં બે કામોને માટે કંપનીના ડીરેકટરો સાથે તેને મતફેર પડવાથી તેને ૧૮૪૪ માં ઈંગ્લાંડ પાછો બોલાવી લીધો. ગવરનર જેનેરલ થયા પેહેલાં એ ચાર વરસ સુધી બોર્ડ ઓફ કંટ્રોલ નામની સભાનો પ્રમુખ હતો. ( બોર્ડ ઓફ કંટ્રોલ એ કોર્ટ ઓફ ડાઇરેકટરના કારભારપર દેખરેખ રાખનારી મંડળી હતી.)

---

## સર હેન્રી હાર્ડિંજ ૧૮૪૪ થી ૧૮૪૭.

એ એક શૂરો, લડાયક તથા ડાહ્યો રાજદ્વારી પુરૂષ હતો. એ ડયુક ઓફ વેલિંગ્ટનનો મિત્ર થતો, તથા તેની સાથે સ્પેનની અને વાટરલુની નામાંકીત લડાઇમાં એ લડયો હતો. એના વખતમાં સિખ લોકો સાથે પેહેલી લડાઈ ચાલી. લશ્કરના વડા તરીકે સર હ્યુગોફને રાખ્યો, ને પોતે તેના હાથ નીચે લડયો. મુડકી, ફીરોજપુર અલીવાલ, અને સોબ્રાઓન આગળ સિખ લોકોની હાર થવાથી તેઓ

તામે થયા, ૧૮૪૫ થી ૧૮૪૭. એણે બેન્ટિકના માફક ઘણા સુધારા કર્યા. તેમાં સતી થવાનો નિર્દય રેવાજ જડમુળથી ઉખેડી કાઢયો. બાળહત્યા, અને મનુષ્યના ભોગ આપવાની કમકમાટ ભરેલી રસમ એણે કાઢી નાંખી. એ વેપારને ઉત્તેજન આપતો. તાજમેહેલ એણે સમરાવ્યો. રૂરકીમાં શિલ્પશાળા (એનજીનીઅરીંગ કોલેજ) એના વખતમાં સ્થાપવામાં આવી.

---

## લોર્ડ ડેલહાઉસી ૧૮૪૮ થી ૧૮૫૬.

એની રાજનીતીને ખાલસા કરવાની રાજનીતી (એનેક્સેશન પોલિસી) કહેછે. હિંદુસ્તાનમાં આવ્યા પછી પંજાબ સાથે લડાઇ ઉઠાવવાની એને ફરજ પડી. સિખ લોકોને સદુસેમ, રામનગર, ચિલિઅનવાલા, અને ગુજરાતની લડાઇઓમાં હરાવી પંજાબ પ્રાંત અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યો, ૧૮૪૯. અને ધુલપસિંહને વરસ દહાડે પચાશ હજાર પૌંડ આપતા કરી વિલાયત મોકલાવી દીધો. એ વેળા કોહેનુરનો નામાંકીત હીરો અંગ્રેજોના હાથમાં આવ્યો. હાલ તે રાણી વિકટોરિયાના તાજમાં બિરાજેછે. તેની જાણવા જોગ કાહાણીઓ છે. એ હીરો પેહેલાં માલવાના ભોજરાજાના હાથમાં હતો. માળવા અલ્તમસે જીત્યો ત્યારે તે હીરો તેને હાથ લાગો. તે છેક મોગલ બાદશાહ મહમદશાહના વખતમાં ઇરાની નાદિરશાહ પોતાને દેશ લઇ ગયો. ત્યાંથી અહમદશાહ અબદલીએ ૧૭૫૭ માં મેળવ્યો. શાહ સુજાને પોતાનું રાજ પાછું લેવા રણજીતસિંહે મદદ કીધી તેના બદલામાં શાહ સુજાએ તે હીરો ઘણી નાખુશીથી રણજીતસિંહને આપ્યો. રણજીતસિંહ પછી તેનો ધણી ધુલપસિંહ થયો, અને ધુલપસિંહના હાથમાંથી તે આપણી માહારાણીના હાથમાં આવ્યો.

સતારાના રાજમાં ૧૮૪૮ માં ગેર બંદોબસ્ત ચાલવાથી તથા ત્યાંના છેલ્લા રાજા શાહાજી (આપા સાહેબ)ને પુત્ર ન હોવાથી સતારાનું રાજ ખાલસા કીધું.

૧૮૫૨ માં એણે પેગુ, પ્રોમ વગેરે મુલક અંગ્રેજી રાજ સાથે જોડી નાખ્યા. નાગપુરના ભોંસલે કુળનો છેલ્લો રાજા નસંતાન મુઓ તેથી તેનું રાજ ખાલસા કીધું, ૧૮૫૩. અયોધ્યાનો નવાબ લોકોપર ઘણોજ જુલમ ગુજારતો, તેથી તેનું રાજ ૧૮૫૬ માં ખાલસા કીધું.

૧૮૫૩ માં બોર્ડ ઓફ કંટ્રોલના પ્રમુખ સર ચાર્લ્સ વુડ પાર્લમેંટમાં એક બિલ પસાર કીધું. તેથી કેટલાક અગત્યના ફેરફાર થયાઃ- કોર્ટ ઓફ ડાયરેક્ટરની સંખ્યા ૨૪ ને બદલે ૧૮ ની કીધી. તેમાંના ૭ રાજકર્ત્તા નેમે. હિંદુસ્તાનને માટે કાયદા બાંધનારી એક સભા સ્થાપી. વૈદક ખાતાંની અને સીવીલ સરવિસની ચાકરીમાં દેશી અથવા અંગ્રેજ જેખી ઉમેદવાર પસાર થાય તેનેજ દાખલ કરવો. બંગાળા ઇલાકાની સરકાર માટે એક લેફ્ટનંટ ગવરનર નેમવો.

એના વખતમાં પેહેલવેહેલી લોઢાંની સડક બાંધવામાં આવી, અને તારના સંદેસા જવા લાગ્યા. સડકો, નેહેરો અને પુલો બાંધ્યા, અને હિંદમાં કોલેજો અને યુનિવરસિટિઓ સ્થાપી. ૧૮૫૬ માં એ ઇંગ્લાંડ ગયો, જ્યાં તેને વરસ દહાડે ૫૦૦૦ પૌંડનું પેન્શન આપવું કર્યું. ૧૮૬૦ માં એ ૪૮ વરસની વયે માંદગીના સબબથી મરણ પામ્યો.

---

## લોર્ડ કેનીંગ ૧૮૫૬ થી ૧૮૬૨.

એ ઘણો ભણેલ, સબુરીવાળો તથા દ્રઢ વિચારનો હતો. ૧૮૫૬ માં ઇરાનીઓએ હેરાત અફગાનો પાસથી છીનવી લીધું. અફગાનોએ અંગ્રેજોની મદદ માંગી. ઇરાની અખાત આગળ બુશાયરની મોટી

લડાઈમાં અફગાનીઓને અંગ્રેજોએ હરાવ્યા, પછી જેમ્સ આઉતરામ નામના અંગ્રેજી સરદારે તેઓને ખુસબ આગળ હરાવ્યા. આથી ઇરાનીઓ તાબે થયા તથા હેરાત પાછું અફગાનોને હસ્તક કીધું. એજ વરસમાં ચીન સાથે લડાઈ જાગી. ચીનાઓએ અંગ્રેજી વેપારીનું એક વહાણ લુટયું. આથી અંગ્રેજોએ કંતાન શેહેરપર ધસારો કરી તે લઈ લીધું, પણ હિંદુસ્તાનમાં હિંદી બળવો જાગવાથી ચીન સાથની લડાઈ તુરતજ ખતમ કરવામાં આવી, ૧૮૫૭.

## હિંદી બળવો ૧૮૫૭.

કલાઇવને હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજનો પાયો નાખવાને બરાબર એક સદી પુરી થઈ તેટલામાં એટલે ઈ. સ. ૧૮૫૭ માં હિંદુસ્તાનમાં દેશી લશ્કરે એક બંડ ઉઠાવ્યું, જે પંથરાતું દેશી કોમમાં દાખલ થયું. એ બળવો પેહેલવેહેલાં બંગાલાના લશ્કરે કીધો. બંદુકની ગોળીઓમાં ગાયની તથા ડુક્કરની ચરબી ભેળી તે હિંદુ તથા મુસલમાનોને આપવામાં આવેછે એવી વાત લશ્કરમાં ફેલાયાથી તે લેવાને માટે તેઓએ ના પાડી, અને બંડ ઉઠાવ્યું. દસમી મેએ મીરતના સીપાઈઓએ બલવો કીધો. ત્યાંથી તે વાયવ્ય પ્રાંત તથા અયોધ્યામાં પંથરાયો. યુરોપીઅન બચ્ચાં તથા બાયડીઓની ભારે કતલ કાનપોર, લખનૌ તથા દિલ્હીમાં ચાલી. બાજીરાવ બીજાનો દત્તક નાના સાહેબ જેને તેના બાપનું પેન્શન અંગ્રેજોએ આપવાને ના પાડયું હતું તેણે એ બળવામાં મોટો ભાગ લીધો હતો. બળવાખોરોએ તેને પા ઘડીના પેશ્વાઈ પદપર ચઢાવ્યો. જેનેરલ હેવલોકને કલકત્તેથી બળવાખોરોને શિક્ષા કરવા લખનૌ વેર મોકલ્યો. લખનૌની રેસીડન્સીનો બચાવ સર હેન્રી લોરેન્સે કીધો પણ બાણ

ફુટવાથી તે દાઝયો અને તુરતજ મરણ પામ્યો. હેવલોક અને આઉતરામ તેની મદદે ગયા પણ તેઓ લખ્નોમાં ઘેરાઈ ગયા અને તેઓનો છુટકારો સર કોલીન કેમ્પબેલ જે પછવાડે લોર્ડ કલાઇડ થયો તેણે કીધો. સર જોન લોરેન્સ જે પંજાબનો કમીશનર હતો તેણે મહામુસીબતે જેનેરલ વીલસન અને બરનાર્ડની મદદ મેળવી દિલ્હી કબજે કર્યું. અહીંઆં બળવાખોરોએ બાહાદુરશાહને મોગલ શેહેનશાહ તરીકે જાહેર કીધો. મધ્ય હિંદુસ્તાનમાં સર હ્યુ રોઝ બળવો બેસાડી દેવામાં ફતેહ પામ્યો. તાટીઆ તોપીએ સિંધ્યાના લશ્કરનું ઉપરીપણું લીધું હતું તથા અંગ્રેજોને ઘણા હેરાન કીધા. આખેરે વધુ અંગ્રેજી લશ્કર ત્યાં આવી પુગવાથી તેને સિંધ્યાની રાજગાદી ગોવાલીઅરમાંથી હાંકી કાઢયો અને પછવાડેથી તેને કેદ પકડી ફાંસી દીધો. ઝાંસીની રાણી બળવાખોરો સાથે જોડાઇ હતી તે લડતાં મારી ગઈ અને તેનો મુલક અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યો. બહાદુર શાહને રંગુન મોકલાવી દીધો જ્યાં તે ૧૮૬૨ માં મરણ પામ્યો. તેના પુત્ર તથા પૌત્રોએ એ બળવામાં મોટો ભાગ લીધો હતો. તેઓ લડાઈ કરતાં માર્યા ગયા. ક્રુર નાના સાહેબ નેપાળ તરફ નાસી ગયો અને હજી સુધી તેનો પત્તો મળ્યો નથી. આ બળવામાં દેશી સીપાઇઓએ ભાગ લીધો હતો અને દેશી કોમ તેથી અલગ રેહી હતી. એવા અપક્ષપાત વિચાર લોર્ડ કેનીંગે જણાવ્યાથી તે પોતાના જાતભાઇઓનો ઘણો અળખામણો થઈ પડયો. બળવો બીલકુલ નરમ પડયા પછી ઇ. સ. ૧૮૫૮ માં ઈંગ્લાંડમાં ઇન્ડિયા બીલ પારલામેન્ટે પસાર કીધું. તેની મતલબ એ હતી કે હિંદુસ્તાનનું રાજ કુંપની પાસથી લેઇ રાણીને સ્વાધીન કરવું. હવે હિંદુસ્તાનનો બધો કારભાર રાજ તરફથી પારલામેંટ તથા હિંદનો વજીર ચલાવેછે.

---

## લોર્ડ એલજીન ૧૮૬૨-૧૮૬૩.

એના વખતમાં અફગાનિસ્તાનની સરહદ તરફ વસનારી વાહાબી નામની જંગલી જાતે તથા ભુતાન તરફ રહેનારા પાહાડી લોકોએ પોતાની સરહદથી દુર અંગ્રેજી મુલકપર લુટફાટ કરવા માંડી. આથી બંને તરફ લોર્ડ એલજીને લશ્કર મોકલી તેઓને વશ કર્યા. એણે પેહેલ વહેલાંજ વાયસરોયની કાયદા બાંધનારી કાઉન્સીલમાં દેશી ગૃહસ્થની નેમણુક કરી. એ ૧૮૬૩ ના નવેમબર માસમાં માંદો પડી હિંદુસ્તાનમાંજ મરણ પામ્યો.

---

## સર જોન લોરેન્સ ૧૮૬૪-૧૮૬૯.

એ પેહેલાં પંજાબનો મુખ્ય કમીશનર હતો અને હિંદી બળવામાં બળવાખોરો સામે ભારે હિમતથી લડયો હતો. ગવરનર જેનરલ તરીકેની એની રાજનીતિ ઘણીજ શ્રેષ્ઠ હતી. એના વખતમાં ભુતાન સાથે અંગ્રેજોને લડવું પડયું હતું અને તેઓને હરાવી એણે વશ કર્યા, ૧૮૬૪. ઈ. સ. ૧૮૬૫ માં મુંબાઇ શેહેરમાં ભારે સટો ચાલ્યો તેથી હજારો લોકો આખેર પાયમાલ થયાં. અફગાનિસ્તાનનો અમીર દોસ્ત મહમદ મરણ પામ્યો તેથી તેની ગાદી માટે એના છોકરાઓ એકમેકમાં લડી મુઆ અને છેલ્લાં શેર અલ્લી ગાદી મેળવવામાં ફતેહ પામ્યો. લોરેન્સે તેને અમીર તરીકે કબુલ કીધો. ૧૮૬૬ માં અયોધ્યા પ્રાંતમાં વરસાદ નહીં પડવાથી ત્યાં ભારે દુકાળ ચાલ્યો અને લાખો માણસો તેથી મરણ પામ્યાં. એ વિપતી દુર કરવાને માટે એણે હજારો મૈલની રેલવેની સડકો કરાવી તથા ખેતીની આબાદી સારૂ નેહેરો ખોદાવી. એણે લશ્કરી ખાતાંમાં મોટા સુધારા કર્યા તથા લશ્કરી સી-

બાળકો માટે પુસ્તકશાળા તથા કસરતશાળા સ્થાપી. એ ઈંગ્લાંડ ૧૮૬૭ માં ગયો ત્યાં એને ઉમરાવની પદવી મલી. એ ૧૮૭૯ માં મરણ પામ્યો.

એબીસીનીઆના રાજા થીઓડાર સાથની લડાઈ. એબીસીનીઆના રાજા થીઓડારે પોતાના દેશમાં કેટલાક યુરોપીઅનને કેદ કીધા અને અંગ્રેજ સરકારના ફરમાવ્યા મુજબ તેઓનો છુટકારો કીધો નહીં. આથી સર રોબર્ટ નેપીઅરની સરદારી તળે મુંબઈ તરફથી એક લશ્કર રવાને કર્યું. તેણે એબીસીનીઆનો પ્રખ્યાત ગઢ મગદલા જીતી લીધો અને થીઓડાર આપઘાત કરી મરણ પામ્યો. સર રોબર્ટ નેપીઅરને લોર્ડ નેપીઅર ઓફ મગદલાનો ખેતાબ આપ્યો, ૧૮૬૮.

---

## લોર્ડ મેયો ૧૮૬૯-૧૮૭૨.

એ ઘણો સારો રાજ્યધિકારી હતો, તથા રૈયતનું ભલું કરવામાં પોતાનું બધું ધ્યાન રોકતો હતો. એના વખતમાં સ્વેજની નેહેર ખુલ્લી મુકવામાં આવી હતી, ૧૮૬૯. એણે અફગાનિસ્તાનના અમીર શેર અલીને પોતાને મળવા આવવાને નોતરૂં દીધું અને તે કારણસર અંબાલામાં એક ભપકાદાર દરબાર ભરી અમીરને ઘણું માન આપ્યું. આથી બંને દેશ વચ્ચે ભારે મિત્રાચારી ચાલુ રહી. એના વખતમાં ઘણા સુધારા થયા, તથા રેલવે અને સરકારી ઈમારતો બાંધવાનું કામ ભારે જોશમાં ચાલ્યું. આન્દામાન તાપુમાંના પોર્ટ બ્લેરમાં કેદીઓની હાલત જોવાને ગયો ત્યાં એક દુષ્ટ અફગાન કેદીએ એને મારી નાંખ્યો, ૧૮૭૨. મહારાણીનો બીજો પુત્ર શાહજાદો આલફ્રેડ (ડયુક ઓફ એડીનબરો) હિંદની મુલાકાતે આવ્યો હતો ત્યારે એને પ્રજા તરફથી ઘણું આદરમાન મળ્યું હતું, ૧૮૭૦.

---

## લોર્ડ નોર્થબ્રુક ૧૮૭૨-૧૮૭૬.

લોર્ડ મેયોના મરણ પછી એને ગવરનર જેનેરલ નેમ્યો. વડોદરાના રાજા મલ્હારરાવ ગાયકવાડ ઉપર ત્યાંના રેસીડન્ટ કર્નલ ફેયરને ઝેહેર આપવાનું તહોમત મુકવામાં આવ્યું હતું. તેની તપાસ ત્રણ યુરોપીઅન અને ત્રણ દેશી ગૃહસ્થો આગળ ચાલી હતી. પેહેલાઓની નજરમાં એનો ગુન્હો સાબેત થયલો જણાયો ત્યારે પાછળાઓએ એને નિરપરાધી ઠરાવ્યો. લોર્ડ નોર્થબ્રુકે અંગ્રેજોના વિચાર સાથે મળતા થઈ તેને ગાદી ઉપરથી ઉઠાડી મુક્યો, અને આગળા રાજા ખંડેરાવની વિધવા રાણી જમણાબાઈને એક દત્તક કરી આપી તેને ગાદી ઉપર બેસાડયો. એનું નામ સીઆજીરાવ ગાયકવાડ છે, ૧૮૭૪. એના વખતમાં મહારાણી વિક્ટોરીઆનો પાટવી કુંવર પ્રિન્સ ઓફ વેલ્સ હિંદુસ્તાનમાં આવ્યો. પ્રજા અને દેશી રાજાઓ તરફથી તેને બારે સન્માન મળ્યું, ૧૮૭૫-૧૮૭૬. એના ઓહ્દાનો વખત પુરો થાય તેની અગાઉ ગજીનામું આપી તે ઈંગ્લાંડ ગયો, હાલ પણ તે ઈંગ્લાંડમાં દેશીઓના હક અને લાભને માટે સારી કાલજી ધરાવેછે.

---

## લોર્ડ લીટન ૧૮૭૬-૧૮૮૦.

એના વખતમાં ૧૮૭૭ ના જાનેવારીની પેહેલી તારીખે દિલ્હીમાં રાજાઓ, નવાબો, યુરોપીઅન તથા દેશી ગૃહસ્થોને બોલાવી દબદબાથી દરબાર ભરી આપણી પરમકૃપાળુ મહારાણી વિક્ટોરીઆને "કયસરે હિન્દ" નો ઈલિકાબ અર્પણ કર્યો. ઈ. સ. ૧૮૭૮ માં મુંબઈ તથા મદ્રાસમાં ઓછો વરસાદ નહીં પડવાથી દુકાલ પંચરાયો અને હજારો માણસો ભૂખમરાથી મરી ગયાં. બીજા દુકાળમાંથી બચાવવાની ધારણાએ એણે લોકો ઉપર લૈસન્સ ટેકસ નાંખ્યો; તથા

નીમક ઉપરનો કર વધાર્યો. માન્ચેસટરના લોકની ફરીઆદથી વેલા-યતી સુતરાઉ કાપડપરની જગાત કાઢી નાંખી. આથી હિંદુસ્તાનની આવકમાં લખો રૂપ્યાની ખોટ ગઈ.

દેશી ભાષાઓમાં પ્રગટ થતાં વર્તમાન પત્રો, ચોપાન્યાં, તથા પુસ્તકો સરકારની નજરમાં આવે ત્યારે બંધ પાડે અથવા રદ કરે એવો "પ્રેસ એક્ટ" નામનો ધારો કાઢયો. એ ધારાને દેશીઓ "કાળો ધારો," અથવા "મોહોડું બંધ કરનારો ધારો," ધ ગેગિંગ એક્ટ, કહેછે. દેશીઓને હથિયાર નહીં રાખવાનો કાયદો એના વખતમાં રાખતાઈથી અમલમાં આવ્યો. એ કાયદાને આર્મ્સ એક્ટ કહેછે, ૧૮૭૮.

એજ વરસની આખેરીએ અફગાનિસ્તાનનો ઝઘડો ચાલ્યો, જેથી કરોડો રૂપ્યા ખરચાયા, અને હજારો માણસ માર્યાં ગયાં. એ ૧૮૯૧ ના નવેમ્બર માસમાં પેરીસમાં મરણ પામ્યો.

---

## લોર્ડ રિપન ૧૮૮૦-૧૮૮૪.

એણે ૧૮૮૧ માં અબદુર-રહેમાનને કાબુલનો અમીર બનાવી લાંબી અફગાન લડાઇનો અંત આણ્યો. એણે લડત ચલાવી એ લડાઇના ખરચનો, ત્રીસ કરોડમાંથી પાંચ કરોડ રૂપ્યા ઈંગ્લાંડની તિજોરીમાંથી અપાવ્યા. લોર્ડ લીટને પ્રેસ એક્ટ નામનો ધારો કાઢયો હતો તે એણે રદ કર્યો. આથી દેશીઓને પોતાના સ્વતંત્ર વિચારો તથા દેશની હાજતો જણાવવાની સારી તક મળી, ૧૮૮૨. એજ વરસમાં દેશીઓને પોતાના દેશનો વહિવટ ચલાવવા માટે સ્થાનિક સ્વરાજ્ય (લોકલ સેલ્ફ ગવરમેંટ) ની યોજના એણે બાહાર પાડી. જેથી દેશીઓનો એણે ઘણો પ્યાર મેળવ્યો. વળી કેળવણી સંબંધી પુરતી ખોળ કરવા સર વિલ્યમ હંટરના પ્રમુખપણાં હેઠળ એક ક-

મિશન નેમ્યું. આ કમિશને મુળ કેળવણીનો વધારે ફેલાવો કરવાની ભલામણ કીધી. બાહેરા કેળવાયલા દેશી ન્યાયધિશો અંગ્રેજી અપરાધીઓની જુરીની મદદથી તપાસ ચલાવે એવો કાયદો એની કાઉન્સીલમાં મી૦ ઈલ્બર્ટ નામના સભાસદે પસાર કરાવ્યો, તેને ઈલ્બર્ટ બિલ કહેછે. એથી યુરોપિયનો ઘણા ગુસ્સે થયા, અને એને જાહેર રીતે અપમાન કર્યાં, પણ તેણે કશાની પરવા રાખી નહીં. જ્યાંખી ગયો ત્યાં તેણે દેશીઓની બાહોશીની સ્તુતિ કરી. જ્યારે એ ગવરનર જેનરલ હિંદુસ્તાનનો કિનારો છોડી ગયો ત્યારે દેશી રાજાઓ તથા પ્રજા તરફથી તેને એટલુંતો માન મળ્યું, કે તેની અગાઉના થઈ ગયલા કોઈભી ગવરનર જેનરલને આજસુધી મળ્યું નથી. હજી પણ દેશીઓ તેનાં નામને વ્હાલથી યાદ કરેછે. અને લોર્ડ રિપનભી હજુસુધી ઈંગ્લાંડમાં દેશીઓના હકો માટે મજબુત લડત ચલાવેછે.

---

## લોર્ડ ડફરિન ૧૮૮૪-૧૮૮૮.

એના વખતમાં રશિયનો હેરાતની ઉત્તર સુધી આગળ વધ્યા, અને લડાઈ થતી એની રાજ્યકુનેહથી અટકી ગઈ. બ્રહ્મ દેશનો રાજા થીબો પોતાની રૈયતપર ઘણો જુલમ ગુજારતો, તથા અંગ્રેજોને વેપારમાં અડચણ કરતો હતો તેને ગાદીપરથી ઉઠાડી મુકી તેનું રાજ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યું, ૧૮૮૬. હિંદુસ્તાનની સરહદ તરફ મજબુત લશ્કરી બાંધકામો કીધાં, અને તેના ખરચ કાઢવા, ઈનકમ ટેકસ (આવકપરનો કર) નાંખ્યો. તે કર હજુ સુધી છે. પોતાના હોદ્દાની મુદત પુરી થાય તે અગાઉ તે રાજીનામું આપી ચાલી ગયો.

---

### લોર્ડ લેન્સડાઉન ૧૮૮૮.

લોર્ડ લેન્સડાઉન પેહેલાં ઉત્તર અમેરિકા માંહેલા કેનેડા મુલાકાનો ગવરનર જેનરલ હતો. એના વખતમાં "એજ ઓફ કન્સેન્ટ બિલ" એટલે રાહાટવાટને લગતો ધારો પસાર થયો. એ બિલ પસાર થતું અટકાવવાને અસલી વિચારના દેશીઓ સામે થયા, તથા મોટી જાહેર સભાઓ શેહેરે શેહેર ભરી; પણ આખરે તે પસાર થયું. તેની મતલબ એ હતી કે છોડી બાર વરસની થાય તેની અગાઉ રાહાટવાટ થાય તો તે ગુનેહગાર શિક્ષાને પાત્ર થાય, ૧૮૯૧.

એજ વરસમાં બંગાળાની પૂર્વે મનિપુરની દરબારમાં મી૦ ક્વિન્ટન અને તેના સાથીઓને દગાથી મનીપુરીઓએ મારી નાંખ્યા. તેથી ગુનેહગારોને ફાંસીની સજા થઈ, તથા કેટલાક જન્મ દેશ નિકાલ થયા.

---

## પ્રકરણ ૮ મું.

### મહાન પુરૂષોના હેવાલો :—બેહેરામખાં.

એ પેહેલાં હુમાયુંનો વજીર હતો. હુમાયું ૧૫૫૬ માં મરણ પામ્યો ત્યારે અકબર ૧૩ વરસની નાની ઉમરનો હતો તથી એણે રાજ ચલાવ્યું. બેહેરામે મહમદ આદિલીના વજીર હેમુ તથા સિકંદર સુરને પાનીપતના મેદાનમાં હરાવ્યો, ૧૫૫૬. આગળ ચાલતાં બેહેરામ પોતાની સત્તાનો ગેર ઉપયોગ કરવા લાગ્યો તેથી અકબર ગુસ્સે થયો, ને ૧૫૬૦ માં પોતે રાજની લગામ લીધી. બેહેરામ સામે થયો, પણ અકબરની ફોજે તેને હરાવી મારી કાઢયો; પછી અકબરે તેની આગલી સેવા યાદ કરી તેનો ગુનાહ માફ કર્યો. પછી તે અકબર પાસથી બેશુમાર ખજાનો લઇ મક્કે જવા નિકળ્યો; પણ માર્ગમાં કોઈ પઠાણ શત્રુએ તેને મારી નાંખ્યો.

---

## ટોડરમલ.

એ જાતે હિંદુ હતો. એ અકબરના રાજમાં મેહેસુલ ખાતાંનો ઉપરી હતો. એણે દેશમાં જમીનની વસુલાતને લગતા કાયદા બાંધ્યા. એ એક શુરો સરદાર પણ હતો. એણે બંગાળાના અફગાન સરદાર દાઉદને તાબે કરી તેને મારી નાંખ્યો.

---

## મોહોબતખાં.

એ જહાંગીરના રાજમાં એક મોટો સરદાર હતો. પેહેલાં એ કાબુલનો સુબેદાર હતો. એને પરવેઝ સાથે દોસ્તી ઘણી હતી તેથી તથા જહાંગીર એશઆરામમાં પડી રાજપર બરોબર ધ્યાન આપતો નહીં તેથી એણે પોતાનો વગ ઘણો વધાર્યો. નુરજહાં એનાથી ઘણી બીહીતી રહેતી હતી, કારણકે રખેને એ જહાંગીરના મરણ પછી પોતાને પેટના છોકરા શાહરીયારને પડતો નાંખી, પરવેઝ અથવા શાહજહાંને મદદ આપે તેથી સરકારી નાણાં ખાઇ જવાનું તોહોમત મુકી તેને તેનો જવાબ દેવા બાદશાહે દરબારમાં કાશ્મીર બોલાવ્યો. મોહોબતખાં પાંચહજાર રજપૂતો સાથે આવ્યો, ને બાદશાહ જેવો જેહેલમ નદી ઉતરતો તેવોજ તેને કેદ કીધો, ૧૬૨૬. નુરજહાંની યુક્તિથી જહાંગીર છુટયો. એજ મોહોબતખાંની મદદથી ૧૬૨૭ માં જહાંગીરના મરણ પછી શાહજહાંને ગાદી મળી.

---

## મલીકંબર.

જહાંગીરના ગાદીપર આવ્યા પછી અહમદનગરનું રાજ એણે સ્વતંત્ર કર્યું. એ એક હબસી ઉમરાવ હતો. તેણે મુગલ સરદારોને હરાવી અહમદનગર પાછું જીત્યું. પણ ૧૬૧૬ માં જહાંગીરના છો-

કરી શાહજહાંએ થોડા વખતમાં તેને તાબે કર્યો. ૧૬૨૦ માં મુગલો-ની સામા થઈ તેણે જહાંગીરના સરદારોને હાંકી કાઢ્યા. જહાંગીર પાછો શાહજહાને તેની સામે મોકલ્યો; પણ ૧૬૨૧ માં શાહજહાંએ પોતાના બાપ સામે બંડ ઉઠાવ્યું, ને મલીકંબર સાથે સલાહ કરી. એ ૧૬૨૬ માં મરણ પામ્યો ત્યાંસુધી મોગલોને તાબે થયો નહિ.

---

**નિઝામ-ઉલ-મુલ્ક.** (અસેફજાહ, અથવા ચીનકી ખીલી લીખાં.)

એ મુગલ રાજમાં એક પ્રખ્યાત લડવૈયો હતો. ૧૭૧૩ માં ફરોખશીરના રાજમાં એ જુલફીકારખાંની જગ્યાએ દખણનો સૂબો થયો. ૧૭૧૪ માં એને ખસેડીને બાદશાહનો વજીર સૈયદ હુસેન અલી પોતે દખણનો સુબેદાર થયો. નિઝામ-ઉલ-મુલ્ક અયોધ્યાના નવાબ સાદતખાં સાથે મળી ગયો, અને શાહાપુરની લડાઈમાં (૧૭૨૦) સૈયદ અબદલ્લાને હરાવી સૈયદ ભાઈઓની સત્તાનો અંત આણ્યો. પછી તે મુગલ પાદશાહ મહમદશાહનો વજીર થયો, તથા દખણના સુબેદારનો ઓહદો ધારણ કીધો. પણ પાદશાહની ખરાબ ચાલને લીધે તેણે જતા રહી દખણમાં હૈદ્રાબાદનું સ્વતંત્ર રાજ સ્થાપી રાજ ચલાવવા માંડ્યું, ૧૭૨૪. બાજીરાવ પેહેલાએ જ્યારે દિલ્હીપર સ્વારી કરી ત્યારે મહમદશાહે એને મદદે બોલાવ્યો, પણ તે ભોપાલની લડાઈમાં હાર્યો, ૧૭૩૬. આ લડવૈયો ૧૭૪૮ માં ૧૦૪ વરસની ઉમરે મરણ પામ્યો.

---

**અહમદશાહ અબદલ્લી અથવા દુરાની.**

નાદીરશાહના મરણ પછી તેનો એક સરદાર અહમદશાહ અબદલ્લી કંદહારની ગાદીપર આવ્યો. તેણે ઈ. સ. ૧૭૪૭ માં હિંદુસ્તા

નપર પેહેલી ચઢાઈ કરી. ઈ. સ. ૧૭૪૮ માં દિલ્હીના શેહેનશાહ મહંમદશાહના છોકરા શાહજાદા અહમદે તથા વજીર કમરૂદીને તેને સરહિંદ (પંજાબમાં)ની લડાઈમાં હરાવ્યો.

૧૭૫૧ માં તેણે બીજીવાર હિંદુસ્તાનપર ચઢાઈ કરી, પણ અહંમદશાહે લાહોર તથા મુલતાન આપી તેને પાછો મોકલ્યો. ૧૭૫૬ માં ત્રીજી ચઢાઈમાં દિલ્હી લૂટયું. ૧૭૫૯ માં ચોથી સ્વારી કીધી. પણ ફોજમાં મરકી ચાલવાથી તેને પાછું ફરવું પડયું. ૧૭૬૦ માં તેણે બીજીવાર દિલ્હી લૂટયું. ૧૭૬૧ માં મરેઠાના સરદાર સદાશિવરાવ ભાઉ તથા વિશ્વાસરાવને પાનીપતની છેલ્લી લડાઈમાં હરાવ્યા ને મરેઠાઓનું જોર ઉત્તર તરફ નરમ પાડયું.

---

## આલ્ફોન્સો આલ્બુકર્ક.

ફ્રાન્સીસકો આલ્મીડા પછી એ હિંદુસ્તાનમાંહેલા ફીરંગી સંસ્થાનોનો બીજો સુબો ઠર્યો, ૧૫૦૯. એણે આવતાંને વાર કલિકટ લેવાને યુક્તિ કરી પણ તે ફોકટ ગઈ, ૧૫૧૦. ગોવા અને ઇરાનીઆખાતમાં ઓરમજનો બેટ જીતી લીધો. ૧૫૧૧ માં, મલાયા દ્વિપકલ્પમાનું મલાકા જીતી લીધું. એ રીતે એણે ફીરંગીઓની સત્તા હિંદુસ્તાનમાં ઘણી વધારી. ૧૫૧૫માં વગર કારણે પોર્તુગાલના રાજાએ એને બરતરફ કર્યો, અને તેની જગ્યાએ તેના શત્રુ સોઆરેઝને નેમ્યો. આથી તેને ભારે દુઃખ લાગ્યું, અને આ પ્રખ્યાત સૂબો તેજ વરસમાં ગોવામાં મરણ પામ્યો.

---

## લાબુર્ડોને.

ઈ. સ. ૧૭૪૪ માં જ્યારે યુરોપમાં ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ જાગી ત્યારે એ ફ્રેન્ચ લોકો તરફથી બુર્બોન અને મોરિશિઅ-

સનો હાકેમ હતો. એની સરદારી તળે એક મોટું લશ્કર આપી, એને મદ્રાસનો કિલ્લો ફોર્ટ સેંટ જ્યોર્જ જીતવાને ફ્રેન્ચ સરકારે મોકલ્યો. તે તેણે જીતી લીધો, ૧૭૪૬. પણ ચાર લાખ રૂપ્યા લઈ તે તેણે પાછો આપી દીધો. અને પોતે મોરિશીયસ તરફ જતો રહ્યો. આથી ડુપ્લે ઘણો ચીરડાઇ ગયો. લાબુર્ડોનેને પછી ફ્રાન્સ બોલાવી લીધો, અને બેસ્તિલના કિલ્લામાં તેને ત્રણ વરસ કેદ કીધો. ઈ. સ. ૧૭૪૯ માં તે ત્યાંથી છુટયો. ૧૭૫૩ માં એ શૂરો સરદાર મરણ પામ્યો. એનીજ બહાદુરીથી મહે બંદર (મલબાર કિનારાપર) ફ્રેન્ચોને મળ્યું હતું, ૧૭૨૫.

---

## ડુપ્લે.

એ પેહેલાં ચંદ્રનગરનો ફ્રેન્ચ વેપારી હતો. એજ શેહેરનો તે ૧૭૩૧ થી ૧૭૪૧ સુધી હાકેમ થયો હતો. એણે બળવાન ફ્રેન્ચ રાજ સ્થાપવાનો ઇરાદો કીધો, તથા અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાને એણે દરેક યુક્તિ અજમાવી. પેહેલાં તે ફાવ્યો, પણ પાછળથી તદન નિષ્ફળ ગયો.

એને ૧૭૪૨ માં પૉંડીચરીનો હાકેમ નેમ્યો. ૧૭૪૬ માં એણે ફોર્ટ સેંટ ડેવિડપર હુમલો કીધો, પણ મેજર લોરંસે તેને ત્યાંથી હાંકી કાઢયો. ૧૭૪૮ માં એણે પૉંડીચરીનો બહાદુરીથી બચાવ કીધો, ને એડમિરલ બોસ્કોવનને ઘેરો ઉઠાવવાની ફરજ પાડી.

૧૭૫૦ માં હૈદ્રાબાદ અને આર્કટની ગાદીના વારસ બાબદ બારે લડાઇ થઇ, જેમાં ગાદીનો દાવો કરનારા મુજફરજંગ અને ચંદા સાહેબના એની મદદથી ફતેહ થઈ, અને તેઓને ગાદી મળી. નાઝીરજંગ અને અનવારૂદીનને અંગ્રેજોથી મદદ મળી હતી, પણ તેઓ

તેમાં ફાવ્યા નહીં, અને આખરે માર્યા ગયા. આવી ફતેહથી ડુપ્લાઇને તેણે ડુપ્લે ફતેહ આબાદ નામનું શેહેર વસાવ્યું, તથા એક કીર્તી સ્થંભ ઉભો કરાવ્યો. પણ તે બંનેનો કલાઇવે નાશ કીધો, ૧૭૫૧. પછી ૧૭૫૨ માં ત્રીચિનોપોલી આગળ અંગ્રેજોએ એની સરદારી હેઠળ ફ્રેન્ચોને હરાવ્યા, ને તેમના કવલૉંગ અને ચિંગલપટના કિલ્લા લઇ લીધા. ૧૭૫૪ માં એને ફ્રાન્સ બોલાવી લીધો, અને તેની જગ્યાએ ગોડહ્યુને નેમ્યો, જેણે અંગ્રેજો સાથે સલાહ કરી. ૧૭૬૪ માં એ ઘણી ગરીબ હાલતમાં પેરિસ (ફ્રાન્સની રાજધાની)માં મરણ પામ્યો.

---

## બુસી.

એ એક બહાદુર ફ્રેન્ચ સરદાર હતો. ૧૭૧૮ માં એ જનમ્યો હતો. નિજામ સલાબતજંગપર મરેઠા બેવાર ચઢી આવ્યા, પણ એણે તેમને મારી કાઢયા. તેના બદલામાં નિજામે ઉત્તર સરકાર ફ્રેન્ચોને આપી દીધો. પણ પાછળથી કર્નલફૉર્ડે ફ્રેન્ચો પાસેથી તે જીતી લીધો. ૧૭૬૦ માં વૉંડિવોશની લડાઇમાં બહાદુરીથી લડતાં એ કેદ પકડાયો. થોડા વખતમાં તેનો છુટકો થયો. એણે અંગ્રેજો સામે ટિપુને મદદ કરી, પણ ૧૭૮૩ માં તે કર્ણાટકમાં મરણ પામ્યો.

---

## ચંદા સાહેબ.

એ કર્ણાટકના નવાબ દોસ્ત અલ્લીનો વજીર તથા જમાઈ હતો. એનું બીજું નામ હુસેન દોસતખાં હતું. ૧૭૩૬ માં ત્રીચીનોપોલીની રાણી સાથે દગો રમીને તે શેહેર અને તેની આસપાસનો મુલક લઇ લીધો. ૧૭૩૯ માં તેણે તંજોરના રાજા પાસેથી કારીકલ બંદર છીનવી લઇ મો૦ ડુમાં, જે પૉંડીચરીનો હાકેમ હતો તેને આપ્યું. આથી

મરેઠા સરદાર રાઘોજી ભોંસલેએ તથા મોરારીરાવે ગુસ્સે થઈ કર્ણાટકપર ચઢાઈ કરી, અને ૧૭૪૧ માં અંબુરની પેહેલી લડાઈમાં દોસ્તઅલીને હરાવ્યો. એજ વરસમાં મરેઠાઓએ એને સતારાના કિલ્લામાં કેદ કરાવ્યો. સાત વરસ રહીને ફ્રેન્ચ સરદાર ડુપ્લેએ મરેઠાને સાત લાખ રૂપીઆ આપી તેને છોડવ્યો. અને અનવારૂદીનને હરાવી તેને કર્ણાટકનો નવાબ બનાવ્યો. ૧૭૫૧ માં ચંદા સાહેબે ફ્રેન્ચોની મદદ લઈ અનવારૂદીનના છોકરા મહમદઅલી ઉપર ત્રિચિનોપોલીમાં હુમલો કર્યો. મહમદઅલીનો છુટકારો કલાઈવે ચંદા સાહેબની રાજધાની આર્કટ ઉપર ઘેરો નાંખીને કર્યો. ચંદાસાહેબે પોતાના છોકરા રાજા સાહેબને દશ હજાર માણસ આપી આર્કટ પાછું લેવા મોકલ્યો પણ કલાઈવે તેને આર્ની આગળ હરાવ્યો, ૧૭૫૧. પછી મેજર લોરેંસ, કલાઈવ, અને મોરારીરાવ મહમદઅલીનો છુટકારો કરવા ત્રિચિનોપોલી આગળ ગયા. તેઓએ ફ્રેન્ચોને ઘેરી લીધા, ને હથીઆર છોડવાની ફરજ પાડી. આથી ચંદા સાહેબ તંજાવરના લશ્કરના વડાને શરણે ગયો, જેણે તેને દગાથી મારી નાંખ્યો, ૧૭૫૨.

---

## કાઉન્ટ-ડી-લાલી.

એ જાતે આઈરિશમેન હતો. પણ ફ્રેન્ચ લશ્કરમાં નોકરી રહ્યો હતો. એ ૧૭૫૮ માં પૉંડીચરીનો હાકેમ થઈ હિંદુસ્તાન આવ્યો. આવતાંનેવાર એણે ફોર્ટ સેંટ ડેવિડપર હુમલો કરી તેને જમીનદોસ્ત કીધો. પછી તેણે ફોર્ટ સેંટ જ્યોર્જ (મદ્રાસ) પર હુમલો કર્યો. પણ મેજર લોરંસે તેને હાંકી કાઢયો. ૧૭૫૯ પછી અંગ્રેજ સરદાર કર્નલ કુટે લાલી તથા બુસીને વાંડાવાશ (મદ્રાસની દક્ષિણે) આગળ હરાવ્યો. ૨૨ મી જાનેવારી ૧૭૬૦. પછી કર્નલ કુટે પૉંડીચરી જીતી લઈ લા-

લીને કેદ પકડયો. પાછળથી સલાહ થયાથી બધા બંદીવાનોને છોડી દેવામાં આવ્યા તેમાં લાલીબી છૂટયો. તે ફ્રાન્સ ગયો, ત્યાં બધાં ફ્રેન્ચ સંસ્થાનો ખોહોવાનું તેનાપર તોહોમત મૂકી તેને ફાંસી દીધો, ૧૭૬૬.

---

## મેજર લોરેંસ.

એ હિંદુસ્તાનમાં ઇસ્ટ ઈંડીયા કંપનીના નોકર તરીકે ૧૭૪૮ માં આવ્યો. એ કલાઇવનો જોડીયો હતો. હિંદુસ્તાનમાં ફ્રેન્ચ સત્તા તોડવાનું અને અંગ્રેજી સત્તા વધારવાનું માન એને પણ ઘટેછે. ૧૭૪૯ માં જ્યારે તંનજોરનો રાજા પ્રતાપસિંગ પોતાના ભાઈ શાહુને ગાદીપરથી ઉઠાડી મૂકી પોતે બેઠા ત્યારે એણે શાહુને મદદ કરી હતી. પણ આખરે પ્રતાપસિંગને ગાદી મળી, ને શાહુને પચાસ હજાર રૂપીયા દર વરસે મળતા થયા, અને અંગ્રેજોને દેવિકોટાનો કિલ્લો મળ્યો. એણે ફ્રેન્ચોને ૧૭૫૨ માં બાહુર (ત્રિચિનોપોલીની નજદીક) ની લડાઇમાં હરાવ્યા. ૧૭૫૫ માં ફ્રેન્ચોએ પાછો ત્રિચિનોપોલીપર હુમલો કર્યો પણ એણે તેમને મારી કાઢયા. ૧૭૫૮ માં લાલીએ મદ્રાસપર ઘેરો ઘાલ્યો ત્યારેપણ એણે એવીજ બહાદુરી દેખાડી. ૧૭૫૯ માં તે માંદો પડી ઈંગ્લાંડ ગયો ત્યાં તે ૧૭૬૫ માં મરણ પામ્યો.

---

## લોર્ડ કલાઇવ.

રોબર્ટ કલાઇવ નાની ઉમરે એક ઘણો તોફાની છોકરો હતો તેથી તેના માબાપે અઢાર વર્ષની ઉમરે ઇસ્ટ ઈંડયા કંપનીની ચાકરીમાં મદ્રાસ તરફ એક કારકુન તરીકે મોકલ્યો. એ ૧૭૨૫ માં જનમ્યો હતો. તે કામ નહીં પસંદ પડયાથી થોડા વખતમાં એ લ-

ફ્કરી નોકરીમાં રહ્યો. ૧૭૫૧ માં એ ચંદા સાહેબના છોકરા રાજા સાહેબને આરનીની લડાઈમાં હરાવીને પ્રખ્યાત થયો. ૧૭૫૨ માં મેજર લોરેંસ સાથે મળીને ત્રિચિનોપોલી આગળ એણે ફ્રેન્ચોને હથીયાર છોડી દેવાની ફરજ પાડી. એજ વર્ષમાં એ સ્વદેશ ગયો. ૧૭૫૫ માં હિંદુસ્તાનમાં ફોર્ટ સેંટ ડેવિડનો ગવરનર થઈને એ આવ્યો. ૧૭૫૬ માં તે ઓદ્ધો લીધા અગાઉ એણે મલબાર કોસ્તાપર મરેઠા ચાંચીઆનો ઘેરીઆનો કિલ્લો લીધો, અને તેઓના સરદાર તુલાજી આંગરીઆને ત્યાંથી હાંકી કાઢયો. એજ વર્ષમાં મદ્રાસની સરકારે એને એડમિરલ વાટસનના કાફલાસહીત કલકત્તાની અંધારી કોટડીમાં માર્યા ગયલા અંગ્રેજોનું વેર લેવા બંગાલે મોકલ્યો. બંગાલે આવીને એણે કલકત્તા અને હુગ્લીના કિલ્લા લીધા, અને નવાબ સુરાજદૌલાને સંધી કરવાની ફરજ પાડી. ૧૭૫૭ માં ફ્રેન્ચોનું ચંદ્ર નગર શેહેર લીધું, અને પ્લાસીની લડાઈમાં સુરાજ-દૌલાને હરાવી તેના સરદાર મીરજાફરને બંગાલાનો નવાબ બનાવ્યો. ૧૭૫૮ માં દિલ્હીના શેહેનશાહના છોકરા શાહાઆલમ અને અયોધ્યાના નવાબ સુજાદૌલાએ પટનાપર ઘેરો ઘાલ્યો, પણ ક્લાઇવે મીરજાફરની મદદે વખતસર આવીને તેઓને નસાડી મુકયા. આ ફતેહથી ખુશી થઈને મીરજાફરે તેને કલકત્તાની આસપાસની જમીનનું બાકું વરસ દહાડે ત્રીશ હજાર પોંડ આવતું હતું તે ક્લાઇવને તેની જીંદગી સુધી આપ્યું. ૧૭૬૦ માં એ બીજીવાર ઈંગ્લાંડ ગયો, ત્યાં એને ઉમરાવની પદવી મળી. ૧૭૬૫ માં ક્લાઇવ ઈંગ્લાંડથી સ્વતંત્ર સત્તા લઇને બંગાલાના હાકેમ તરીકે આવ્યો. એણે બંગાલા, બહાર ને ઓરિસા અંગ્રેજી રાજ સાથે જોડી નાંખી, ત્યાંની મેહેસુલ લેવાની સત્તા અંગ્રેજોને આપી. અંગ્રેજી નોકરોને ખાનગી વેપાર કરતા બંધ પાડયા, અને તેના બદ-

ખામાં તેઓનો પગાર વધારી આપ્યો. મુલ્કી તથા લશ્કરી ખાતામાં ઘટાડો કર્યો. મીરજાફરે સાઠ હજાર પોંડ પોતાના વશિયતનામામાં કલાઇવને આપવા જણાવ્યા હતા. તે રકમ કલાઇવે ઘાયલ થયલા અને માંદગી ભોગવનારા સિપાઈઓ માટે હોસપિટલ બંધાવવા કંપનીને સ્વાધીન કરી હતી. ૧૭૬૭ માં એ ઈંગ્લાંડ ગયો, ત્યાં એની કીર્તિની અદેખાઈ કરીને એની સામે એક ટોળી ઉભી થઈ. જેઓએ તેનીપર કેટલાંક તોહોમત મૂક્યાં પણ બધાંમાંથી તે નિર્દોષ ઠર્યો. ૧૭૭૪ માં એ આપઘાત કરીને મરણ પામ્યો.

---

## મીરજાફર.

એ બંગાલાના નવાબ સુરાજ-દોલાના લશ્કરનો સરદાર હતો. કલાઇવે એ નવાબને ઉઠાડી મુક્યા પછી એ મીરજાફરને નવાબ બનાવ્યો હતો, ૧૭૫૭. એને ગાદીપર બેસાડયો તેથી શાહાઆલમ અને સુજા દોલા સામા થઈ પત્નાપર ચઢી આવ્યા. પણ કલાઇવે તેનો તેઓ સામે બચાવ કર્યો. પાછળથી એણે અંગ્રેજોની માંગણીઓથી કંટાળી જઇને ચિનસુરાના વલંદાઓની મદદ માંગી. પણ અંગ્રેજ સરદાર કર્નલ ફોર્ડ તેમને ચિનસુરાની લડાઈમાં હરાવ્યા, ૧૭૫૯. ૧૭૬૦ માં એનો છોકરો મિરાન વિજળી પડવાથી મરણ પામ્યો તેથી એ ઘણોજ નિરાશ થઇ ગયો, અને એના રાજમાં ઘણો ગેરબંદોબસ્ત ચાલ્યો, તેથી વાન્સિતાર્ત ગવરનરે તેને ઉઠાડીને તેના ધનવાન જમાઈ મીરકાસીમને બેસાડયો. પાછળથી મીરકાસીમે ખરાબ ચાલ ચલાવી તેથી તેને ઉઠાડી પાછો બુઢા મીરજાફરને નવાબ બનાવ્યો, ઈ. સ. ૧૭૬૩. એના મરણ પછી ૧૭૬૫ માં બંગાલાનું રાજ અંગ્રેજી રાજ સાથે જોડી નાખ્યું. એ રગતપીતના રોગથી મરણ પામ્યો, ૧૭૬૫.

---

## મીર કાસીમ.

એ મીર જાફરનો મનવાન જમાઈ હતો. જ્યારે બંગાળામાં મીરજાફરના વખતમાં અંધેર ચાલ્યું, ને સિપાઇઓનો પગાર ચઢી ગયો ત્યારે મી. વાનસિતાર્તે મીરજાફરના ધનવાન જમાઇને ગાદીએ બેસાડયો, ને મીરજાફરને ગાદી છોડવા સમજાવ્યું. મીરકાસીમે સિપાઇઓનો ચઢેલો પગાર આપી દીધો. ને અંગ્રેજોને મોટી બક્ષીશો કીધી તથા કંપનીને મીદનાપુર, બર્ડવાન અને ચિતાગોંગ આપી દીધાં.

અત્યાર સુધી અંગ્રેજો વગર જગાતે બંગાળામાં વેપાર ચલાવતા હતા. પણ આથી દેશી વેપારીઓને ભારે નુકશાન જતું. તેથી મીરકાસીમે દેશી વેપારીઓ પાસેથાળી જગાત લેતી બંધ કરી. તેની સામે અંગ્રેજો થયા. મીરકાસીમે તેઓની દરકાર કરી નહીં. તેથી મી. એલિસની સરદારી તળે અંગ્રેજોએ પતના લીધું. મીરકાસીમના લશ્કરે તે પાછું છતી લઈ સઘળા અંગ્રેજોને કેદ કર્યા. આથી કલકત્તાની કાઉન્સિલે મીરકાસીમને ગાદીએથી ઉઠાડી મીરજાફરને પાછો બેસાડયો. આથી અંગ્રેજો અને મીરકાસીમ વચ્ચે ઘેરીઆ આગળ લડાઇ થઈ, જેમાં મેજર એદમ્સે તેને હરાવી તેનું મોંગિર શેહેર લઈ લીધું, ૧૭૬૩. પછી પતનાપર ચઢાઇ મોકલી; તેટલામાં મીરકાસીમે તે શેહેરમાંના સઘળા અંગ્રેજો, જેમાં મી. એલિસ પણ હતો, તેઓને મારી નખાવ્યા. પછી મીરકાસીમ સુજા-દૌલા તથા શાહાઆલમ સાથે જોડાઇ ગયો. પણ મેજર કરનાકે તેઓને પતના અને કોરાહ (કાલ્પી) આગળ અને મેજર મનરોએ બકસર આગળ હરાવ્યા, ૧૭૬૪. પછી મીર કાસીમ અયોધ્યામાં નવાબના આશરા તળે જઈ રહ્યો, જેણે તેને અંગ્રેજોને સ્વાધીન કર્યો નહીં.

---

## સુજા-દૌલા.

એ અયોધ્યાનો નવાબ હતો. મીર જાફરને જ્યારે અંગ્રેજોએ બંગાળાનો નવાબ બનાવ્યો, ત્યારે એણે તથા શાહાઆલમે પતનાપર ઘેરો ઘાલ્યો, ૧૭૫૮. પણ કલાઇવે વખતસર આવીને તેઓને હાંકી કાઢ્યા. ૧૭૬૧ માં પાનીપતની છેલ્લી લડાઇમાં એણે મરેઠા સામે અહમદશાહ અબદલ્લીને મદદ કરી હતી. ૧૭૬૪ માં એને, મીર કાસીમને તથા શાહાઆલમને પતના, કોરાહ (કાલ્પી) અને બકસરની લડાઇમાં અંગ્રેજોએ હરાવ્યા. તેમાં કાલ્પીની લડઇમાં હાર્યા પછી સુજા-દૌલા અંગ્રેજોને તાબે થયો. પણ તેણે મીર કાસીમને અંગ્રેજોના હાથમાં ફસાવ્યો નહીં. એણે મરેઠાઓ સામે રોહિલાઓને મદદ કરી. રોહિલાઓએ તેના બદલામાં ચાલીશ લાખ રૂપ્યા એને આપવા જણાવ્યા. પણ તે નહીં આપવાથી, અંગ્રેજ સરદાર કર્નલ ચેમ્પીયનની મદદથી તેણે રોહિલાઓને કતરા (રામપુર) અને બાબુલનળાની લડાઇઓમાં હરાવ્યા, ૧૭૭૪. એ ઇ. સ. ૧૭૭૫ માં મરણ પામ્યો. એની પછી એનો છોકરો અસોફ-ઉદ-દૌલા નવાબ થયો.

---

## હૈદર અલ્લી.

એ ૧૭૦૨ માં જનમ્યો હતો. મ્હેસુરના હિંદુ રાજાના ઘોડેસ્વાર લશ્કરના એક અમલદારનો એ છોકરો હતો. એ કાંઇ ભણેલો હતો નહીં, પણ શુરો ને ચતુર હતો. એ મ્હેસુરના હિંદુ રાજાની નોકરીમાં દાખલ થઇ પોતાની ચાલાકીથી ઊંચી પદવીએ ચઢયો, અને પાછળથી લૂટ અને દગલબાજીથી ઘણાક પૈસા તથા મોટું લશ્કર ભેગું કરી મ્હેસુરના રાજાને ગાદીપરથી ઉઠાડી મુક્યો, અને તેના વજીર નંદરાજને વરસ દહાડે ચોક્કસ નાણાંની રકમ આપવા કરીને તેને

પ્રધાનપદ પરથી દૂર કર્યો ને પોતે રાજા થયો, ૧૭૬૧. ઈ. સ. ૧૭૬૩ માં તેણે બેદનોરનો કિલ્લો લઇ લીધો. ૧૭૬૬ માં એણે કલીકટ જીત્યું. આ ફતેહથી સંતોષ ન પામતાં એણે સીરા, ચીટલી, દુર્ગ અને આસપાસનો મુલક લઇ લીધો. એની વધી જતી સત્તા અટકાવવાને અંગ્રેજો, મરેઠા અને નિજામે એકસંપ કર્યો. હૈદરે પાછલા બેને લાંચ આપી પોતાની પક્ષમાં લીધા તે છતાં અંગ્રેજ સરદાર કર્નલ સ્મિથે તેને ચંગામ અને ત્રિનોમાલીની લડાઇઓમાં હરાવ્યો, ૧૭૬૭. એજ વરસમાં અંબુરના કિલ્લાપર તેણે હુમલો કર્યો, પણ ત્યાંથી તેને પાછું હઠવું પડયું. ૧૭૬૯ માં મદ્રાસ આગળ અંગ્રેજો સાથે એણે સલાહ કીધી. ૧૭૭૨ માં પેશ્વા માધવરાવ નારાયણે એને ચેરકુલીની લડાઇમાં હરાવ્યો. મદ્રાસની સલાહની રૂએ એણે અંગ્રેજો પાસે મદદ માંગી; જે નહીં મળવાથી એણે અંગ્રેજો સામે લડવાની તૈયારી કરી. ૧૭૮૦ માં કર્નલ બેલીને એણે પોલીલોર આગળ હરાવ્યો, ને કેદ પકડયો. ૧૭૮૧ માં સર આયર કૂટે પોર્તોનોવો, પોલીલોરની બીજી લડાઇ અને શોલિંઘરની લડાઇમાં એને હરાવ્યો. ૧૭૮૨ માં એણે તેલિચરીપર હુમલો કીધો, પણ ત્યાંના રહેવાશીઓએ તેનો બહાદુરીથી બચાવ કરી એને હાંકી કાઢયો. એ ૧૭૮૨ માં ૮૦ વર્ષની ઉમરે ચિતોડમાં મરણ પામ્યો.

---

## ટિપુ.

એ હૈદર અલીનો છોકરો હતો. એ ૧૭૪૯ માં જનમ્યો હતો. એ પોતાના બાપની માફક ઘણો બહાદુર તથા લડાયક હતો, અને અંગ્રેજો સામે કડું વેર રાખતો હતો. ૧૭૮૨ માં એણે કર્નલ બ્રેથવેટના લશ્કરનો તેનજોર આગળ ઘાણ વાળ્યો. એજ વરસમાં હૈદરના

મરણથી એ ગાદીએ બેઠો. ૧૭૮૩ માં જેનરલ મેથ્યુસે બેદનોરનો કિલ્લો જીતી લીધો, પણ ટિપુએ આવીને તે પાછો લીધો, અને મેથ્યુસને કેદ પકડ્યો. કર્નલ ફુલરટન મોટું લશ્કર લઈ ટિપુપર ચઢી આવ્યો. એ વખતે ફ્રેન્ચો તરફથી ટિપુને મદદ મળી નહીં, તેથી તેણે મંગ્લોર આગળ અંગ્રેજો સાથ સંધી કરી, ૧૭૮૪. આ સંધી થયા પછી એણે ૧૭૮૮ માં મલબારપર ચઢાઇ કરીને ત્યાંના નાયર લોકોને જબરીથી મુસલમાની ધર્મમાં વટલાવ્યા. તે લોકો ત્રાવનકોરના રાજાને આશરે ગયા. ૧૭૮૯ માં ત્રાવનકોરપર ટિપુએ ચઢાઈ કરી, પણ ત્યાંથી મારખાઈ પાછું હઠવું પડયું. ૧૭૯૦ માં ત્રાવનકોર પર બીજીવાર ચઢાઈ કરી, ત્યારે અંગ્રેજોએ ત્રાવનકોરના રાજાને મદદ કરી. ૧૭૯૧ માં લોર્ડ કોર્નવાલિસે તેનું બેંગલોર શેહેર જીતીને એરીકેરા અને શિમોગાની લડાઈમાં તેને હરાવ્યો. ૧૭૯૨ માં તેને શ્રીરંગપટ્ટણની સલાહ કરવાની ફરજ પડી. એ સલાહ થયા છતાં એ અંગ્રેજો સામે લડાઇની છૂપી તૈયારી કરતો હતો. ફ્રાન્સના પ્રખ્યાત નેપોલ્યન બોનાપાર્ટ સાથે કાગળ પત્રનો વેહેવાર ચલાવવા લાગ્યો. એને માટે અંગ્રેજોએ જેનરલ હેરિસ, જેનરલ વેલેસ્લી, તથા જેનરલ સ્ટુઅર્ટની સરદારી તળે ત્રણ લશ્કર મોકલ્યાં, જેઓએ તેને સદાશિર, માલવેલી, તથા શ્રીરંગપટ્ટણની લડાઇઓમાં હરાવ્યો, ૧૭૯૯. શ્રીરંગપટ્ટણની લડાઈમાં ટિપૂ માર્યો ગયો. એના મરણ પછી મ્હૈસુરનું મુસલમાની રાજ આગલા હિંદુ રાજાના છોકરા કૃષ્ણ રાજ ઉદયને અંગ્રેજોએ આપ્યું. એ અંગ્રેજોના લોહીનો તરસ્યો હતો, અને તેઓ તરફ પોતાનું વેર તાજું રાખવાને તેણે એક વાઘ અંગ્રેજને મારી તેનું લોહી પીતો હોય એવું એક સંચાવાળું પુતળું પોતાના મેહેલમાં રાખ્યું હતું. તે હાલ લંડનમાં બ્રિટિશ મ્યુઝીયમમાં છે.

---

## સર આયર કૂટ.

એ જાતે આઇરિશમેન હતો. એ લાલીનો હરીફ હતો. જ્યારે આઇરિશ લાલી ફ્રેન્ચો તરફથી લડયો, ત્યારે એણે અંગ્રેજો તરફથી લડીને મોટું માન મેળવ્યું. ૧૭૫૭ માં પ્લાસીની લડાઇમાં કેપટન કૂટ તરીકે, ૧૭૬૦ માં વાંડિવોશની લડાઈમાં કર્નલ કૂટ તરીકે, અને ૧૭૮૧ માં પોર્તોનોવો, પોલીલોર, અને શોલિંગઢની લડાઈમાં સર આયર કૂટ તરીકે મોટી ફતેહ મેળવી એણે નામ કાઢયું. ૧૭૬૧ માં પોંડીચરી, થિઆગઢ, અને ગિંજીના કિલ્લાઓનો નાશ કરી ફ્રેન્ચોની સત્તાનો એણે હિંદુસ્તાનમાં લગભગ નાશ કર્યો. એની આવી સેવાઓ માટે એને બંગાળાના લશ્કરનો સેનાપતિ બનાવ્યો હતો. એ ૧૭૮૩ માં મરણ પામ્યો.

---

## જેનરલ વેલેસ્લી (ડયુક ઓફ વેલિંગટન.)

એ ગવરનર જેનરલ મારક્વિસ ઓફ વેલેસ્લીનો નાનો ભાઈ હતો. ૧૭૬૯ માં જનમ્યો હતો. ૧૭૯૭ માં એ કલકત્તે આવ્યો. ૧૭૯૯ માં એણે સદાશિર, માલવેલી અને શ્રીરંગપટણની લડાઇઓમાં ટિપુ સામે મોટો ભાગ લીધો હતો. ટિપુના મરણ પછી એને મ્હેસુરનો હાકેમ બનાવ્યો હતો. ત્યાં તેના સારા રાજકારભારથી એ લોકોનો બહુ વ્હાલો થઇ પડયો. ૧૮૦૩ માં સિંધ્યા અને બિરારના રાજાને આસે અને આર ગામની લડાઇમાં એણે હરાવ્યા. ૧૮૦૫ માં એ હિંદુસ્તાન છોડી ગયો ત્યારે એને ઘણું માન મળ્યું. ૧૮૧૫ માં તે વેળાના સર્વથી મહાન ગણાતા નેપોલ્યન બોનાપાર્ટને વોટરલૂ (બેલ્જીયમમાં) ની લડાઈમાં હરાવી પોતાનું નામ અમર કર્યું, તેથી તેને સર્વથી માન ભરેલો ડયુકનો ખેતાબ અર્પણ કરવામાં આવ્યો. એને

"આયરન ડયુક" કહેછે. ૧૮૫૨ માં ૮૩ વરસની ઉમરે રાજ્યની મોટી મોટી સેવાઓ બજાવી એ મહાન નર મરણ પામ્યો.

---

## અહલ્યાબાઈ.

ઈ. સ. ૧૭૬૬ માં મલ્હારરાવ હોલકર મરણ પામ્યો. તેનો છોકરો તેની અગાઉ મરણ પામ્યો. અને તેનો પૌત્ર ગાદીપર આવ્યા પછી થોડા વખતમાં મરણ પામ્યો. આ પૌત્રની મા અહલ્યાબાઈ હતી. તેણીએ પેશ્વા માધવરાવની પરવાનગીથી તુકાજી હોલકર નામના એક અનુભવી લડવૈયાને દીકરો કરી લીધો, ને તેને ફોજની સરદારી સોંપી, અને પોતે રાજ કારભાર ચલાવવા લાગી. એ ઘણી બુદ્ધિવાન, ભણેલી, ઉદ્યોગી તથા સદગુણી સ્ત્રી હતી. વીશ વરસની ઉમરે તે વિધવા થઈ હતી. એના રાજ કારભારથી એની રૈયત એનાપર બહુ રાજી હતી. એ ઈંગ્લાંડની ઇલીઝાબેથ રાણીને ઘણીખરી બાબદમાં મળતી આવતી હતી. તે એકે તેણી ખોટી વખાણને ધિક્કારતી હતી. એણે ઈંદોર નગર વસાવ્યું. તેણીના સારા રાજકારભારને લીધે લોકો હજુ તેણીને યાદ કરેછે, અને તેણીની મુર્ત્તીને પુજેછે.

---

## રાઘોબા (રઘુનાથરાવ)

એ બાજીરાવ પેહેલા (બલ્લાળ) નો છોકરો હતો. બાલાજી બીજાના મરણ પછી તેનો છોકરો માધવરાવ પેશ્વા થયો. તે નાનો હતો તેથી રાઘોબા સઘળો કારભાર ચલાવતો હતો. માધવરાવના મરણ પછી તેનો નાનો ભાઈ નારાયણરાવ પેશ્વા થયો. તેની વતીબી રાઘોબા કારભાર ચલાવતો. માધવરાવના વખતમાં પોતાની બાયડી આનંદીબાઈની શીખાવણીથી એણે રાજ્યનો અર્ધો ભાગ માંગ્યો, પણ પે-

આએ તેને હરાવી કેદ કર્યો હતો. ૧૭૭૩ માં એણે પોતાની બાયડીની શીખાવણીથી નારાયણરાવનું ખુન સિપાઇઓને લાંચ આપીને કરાવ્યું, ને પેશ્વાઈ મેળવી. પણ નારાયણરાવની બાયડીએ વખતસર એક પુત્રનો જન્મ આપ્યાથી મરેઠા સરદારો તેની સામે થયા. આ પુત્ર તે સવાઈ માધવરાવ. સુરતની સલાહની રૂએ રાઘોબાને મુંબઈના અંગ્રેજોની મદદ મળવાથી તેણે મરેઠા સરદારોને આરાસના મેદાનમાં હરાવ્યા, ૧૭૭૫. પણ ગવરનર જેનરલ વારન હેસ્તિંગ્સને આ સલાહ નાપસંદ પડયાથી તેણે કર્નલ અપટનને મોકલી મરેઠા સરદારો નાના ફડનવીસ અને સખારામ બાપુ સાથે પુરંધર આગળ સલાહ કીધી, ૧૭૭૬. પણ કોર્ટ ઓફ ડાયરેકટરના હુકમથી મુંબઈના ગવરનર મી. હોર્નબીએ રાઘોબાને પાછી મદદ કીધી. મી. હોર્નબીએ કર્નલ કોકબર્ન અને મી. કર્નાકની સરદારી તળે રાઘોબાને પુણાની ગાદીએ બેસાડવા એક લશ્કર મોકલ્યું. પણ તેઓ મરેઠાથી હાર્યા, અને વડગામ આગળ તેઓને શરમ ભરેલી સલાહ કરવી પડી, ૧૭૭૯. મુંબઈની સરકારે તેમજ વૉરન હેસ્તિંગ્સે એ છેલ્લી સલાહ મંજુર કરી નહીં, અને પાછી લડાઈ ઉઠાવી. આખરે મરેઠાને સાલબાઈ આગળ સલાહ કરવાની ફરજ પડી, ૧૭૮૨. જેની રૂએ રાઘોબાને મહીને દહાડે ૨૫૦૦૦ રૂપીઆ મળતા થયા, અને સવાઈ માધવરાવ પેશ્વા થયો.

---

## નાના ફડનવીસ.

એ શરીરે નબળો, પણ મને બુદ્ધિવાન હતો. રાઘોબાને પેશ્વાઈ મળવાની સામે એણે ઘણી બાઠ ભીડી હતી અને ૧૭૭૬ માં પુરંધરનું તહનામું કરવામાં અંગ્રેજી વકીલ કર્નલ અપટન સાથે એણે

મોટો ભાગ લીધો હતો. વડગામ આગળ અંગ્રેજોને જે શરમ ભરેલી સલાહ કરવી પડી હતી તે એની રાજ્ય કુનેહનું ફળ હતું. ૧૭૯૫ માં સર જોન શોરની નબળી રાજ નિતીનો લાભ લઈ એણે નિજામને કુર્દલા આગળ હરાવ્યો, અને નિજામ અને અંગ્રેજો વચ્ચે વેર વસાવ્યું. એજ વરસમાં સવાઈ માધવરાવ એકવીસ વરસનો થયો, તોપી તેને રાજ્ય કારભાર સોંપ્યો નહીં, અને રાઘોબાના બે છોકરાને કેદમાંથી છોડયા નહીં, તેથી સવાઈ માધવરાવે અગાશીએથી ભૂસકો મારી આપઘાત કર્યો. હવે બાજીરાવ બીજાને તેણે પેશ્વા બનાવ્યો. પણ તે ઘણી આપખુદ સત્તા વાપરવા લાગ્યો તેથી બાજીરાવ બીજાએ તેને અહમદનગરના કિલ્લામાં કેદ કીધો. પણ પાછળથી તેને છોડયો. તે ૧૮૦૦ માં મરણ પામ્યો, અને તેની સાથે મરેઠી રાજ્યનો રહ્યોસહ્યો જીવ ગયો. જ્યાં સુધી તેની હૈયાતી હતી ત્યાં સુધી શું અંગ્રેજો કે દેશી રાજે પેશ્વાની આડે આવતા નહીં. પણ તેના મરણ પછી માંહો-માંહે કુસંપ ચાલવાથી, અને અંગ્રેજોની સામે થવાથી, અંગ્રેજોએ લડાઈ કરી પુણાનું રાજ ૧૮૧૮ માં જોડી નાંખ્યું.

---

## રણજીતસિંહ.

એ પંજાબનો સિખ્ખ રાજા હતો. ૧૭૮૦ માં જનમ્યો હતો. એના વખતમાં પંજાબમાં જુદાં જુદાં નાના રાજ્યો હતાં; જેઓ માંહોમાંહે લડી મરતાં. રણજીતસિંહે તે બધાંને જીતી એકજ બળવાન રાજ બનાવ્યું. અફગાનિસ્તાનના રાજા ઝમાનશાહે એને પંજાબનો હાકેમ બનાવ્યો. અને રફતે રફતે તે તેનો ધણી થઇ સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યો. ૧૮૦૯ માં લૉર્ડ મિનતોએ સર ચાર્લ્સ મેતકાફને એની સાથે સંધી કરવાને મોકલ્યો. તેણે તેની સાથે સલાહ

ફરી રશિઅનોને પોતાના મુલકમાંથી પસાર નહીં થવા દેવાને કબુલ કરાવ્યું. ૧૮૩૩ માં શાહસુજાને તેની ગાદી અપાવવામાં એણે મદદ કરી; તેના બદલામાં કોહીનુરનો નામાંકીત હીરો એને મળ્યો. એણે સિખ રાજને ઘણી આબાદ હાલતમાં આણ્યું. એને પંજાબનો સિંહ કહેતા હતા, કારણકે એ ઘણો બહાદુર હતો. ૧૮૩૯ માં એ મરણ પામ્યો.

---

## ધુલપસિંહ.

એની પછી એનો છોકરો ધુલપસિંહ ગાદીએ બેઠો. એ નાનો હતો તેથી સિખ સભા રાજ ચલાવતી હતી. અંગ્રેજી મુલકપર સિખ લશ્કરે ચઢાઈ કરવાથી ૧૮૪૫ માં તેઓને મુડકી અને ફિરોજશાહર આગળ હરાવ્યા. ૧૮૪૬ માં બદિવાલ આગળ અંગ્રેજો તેઓથી હાર્યા પણ તેજ વરસમાં અલિવાલ અને સોબ્રાઓન આગળ સિખ લોકોને લૉર્ડ ગોફે હરાવ્યા. ૧૮૪૮ માં કિનેરી અને સદુસેમ, અને ૧૮૪૯ માં રામનગર, ચિલિઅનવાળા અને ગુજરાતની લડાઈઓમાં સિખ લોકોને હરાવી પંજાબ પ્રાંત અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યો. ધુલપસિંહને વરસ દહાડે પચાસ હજાર પૌંડનું પેનશન આપતું કરી વિલાયત મોકલ્યો. ૧૮૮૮ સુધી તે ઈંગ્લાંડમાં રહ્યો. પણ પોતાનું રાજ પાછું મેળવવા સારૂ એના મગજમાં કિડો ચળવી આવ્યાથી તે હિંદુસ્તાન ભણી આવવા નિકળ્યો. પણ માર્ગમાં એડન તરફથીજ તેને પાછો વળવાની ફરજ પાડી. તે ઈંગ્લાંડ ન જતાં પેઠેલાં રશિઆ ભણી ગયો. પણ ત્યાં ઝાઝું કોઠું ન મળવાથી તે ફ્રાન્સ ગયો. પાછળથી તેણે પસ્તાવો કરી પોતાની બેવફા ચાલને માટે મહારાણીની માફ માંગી, જે તેને બખશવામાં આવી હતી. હાલ તે ઈંગ્લાંડમાં વસેછે, ૧૮૯૧.

---

## સર રોબર્ટ સેલ.

એને જલાલાબાદનો પેહેલવાન કહેછે. કારણકે અંગ્રેજી લશ્કર મદદે આવી પોંહોંચે ત્યાં સુધી એણે બહાદુરીથી અફગાનો સામે તે શેહેરનો બચાવ કીધો હતો. ૧૮૪૦ માં પરવાનની લડાઇમાં એણે અફગાન સરદાર દોસ્ત મહમદને હરાવ્યો. તેથી દોસ્ત મહમદ અંગ્રેજોને શરણ થયો. ૧૮૪૨ માં અકબરખાંએ કેટલાક અંગ્રેજો તથા બૈરાં છોકરાંને કેદ કીધાં હતાં તેમાં એની બાયડી તથા છોકરી પણ હતી. જેઓનો પાછળથી છુટકારો થયો હતો. ૧૮૪૫ માં મુડકીની લડાઇમાં સિખ લોકો સામે લડતાં જખમ લાગવાથી આ બહાદુર સરદાર મરણ પામ્યો.

---

## લોર્ડ ગોફ.

એ એક બહાદુર અંગ્રેજ સરદાર હતો. ૧૮૪૩ માં ગવાલ્યરના મરેઠા સામેની લડાઇમાં લોર્ડ એલનબરોએ એને મોકલ્યો હતો. એણે મરેઠાઓને મહારાજ પુર આગળ હરાવી તેઓની તોપો તથા પુષ્કળ ખજાનો લઇ લીધો. સિખ લોકો સામેની પેહેલી તથા બીજી લડાઇમાં એણે મોટું નામ કાઢયું, જેથી એને ઉમરાવની પદવી મળી હતી. એણે ૧૮૪૫ માં મુડકી તથા ફિરોજશાહર આગળ, અને ૧૮૪૬ માં અલિવાલ અને સોબ્રાઓન આગળ, તથા ૧૮૪૯ માં રામનગર, ચિલિઅનવાળા, તથા ગુજરાત આગળ સિખ લોકોને એણે હરાવ્યા, જેથી પંજાબ અંગ્રેજી રાજ સાથે જોડી દેવામાં આવ્યું, ૧૮૪૯.

ચિલિઅનવાળાની લડાઇમાં ઘણા અંગ્રેજ અમલદારો તથા સિપાહો માર્યા જવાથી એની સામે બધા ઉતરી પડયા ને એને ઉદ્ધત ગણી ઠપકો દેવા લાગ્યા, તથા સર ચાર્લ્સ નેપીયરને ઈંગ્લાંડથી

હિંદુસ્તાન તેની જગ્યાએ મોકલ્યો; પણ તે આવે તેની અગાઉ ગુજરાતની મોટી લડાઈમાં સિખ્ખ લોકોને તેણે પુરેપુરા હરાવી વશ કર્યાં, ને એોહેલી કિર્તી પાછી મેળવી.

---

## પ્રકરણ ૯ મું.

### અંગ્રેજોની થયલી કતલ.

ઇ. સ.

૧૬૨૩. વલંદાઓએ અઢાર અંગ્રેજોને એમબોયનાના ટાપુમાં કાપી નાંખ્યા.

૧૭૫૬. સુરાજ-દોલાએ ૧૪૬ અંગ્રેજોને કલકત્તાની અંધારી કોટડીમાં ગોંધ્યા. ૧૨૩ મરણ પામ્યા.

૧૭૬૩. મીરકાસીમે સમ્રૂ નામના જર્મન પાસે પતનામાં અંગ્રેજોને કતલ કરાવ્યા.

૧૮૦૬. વેલોરમાં દેશી સિપાઇઓએ પોતાના અમલદારોને મારી નાંખ્યા.

૧૮૫૭. કાનપોરમાં નાના સાહેબે અંગ્રેજોના બૈરાં છોકરાંની ઘાટકી કતલ ચલાવી.

---

### હિંદુસ્તાનમાં થયલાં બંડ.

ઇ. સ.

૧૭૯૫ માં. બંગાળાના અંગ્રેજી લશ્કરે પગાર વધારવા બંડ ઉઠાવ્યું.

૧૮૦૬ માં. વેલોરમાં દેશી પલટણોએ બંડ ઉઠાવ્યું.

૧૮૦૯ માં. મદ્રાસમાં ટેન્ટ કોન્ટ્રાક્ટનો ધારો કાઢી નાંખ્યાથી અંગ્રેજી લશ્કરે બંડ ઉઠાવ્યું.

૧૮૨૪ માં. બરાકપુરમાં દેશી પલટણોએ બંડ ઉઠાવ્યું.

૧૮૫૭ માં. દેશી પલટણોએ અંગ્રેજો સામે બંડ ઉઠાવ્યું.

## હિંદુસ્તાનમાંના ઘેરા તથા ઘેરો નાંખનારા.

| ઈ. સ. | | |
|---|---|---|
| ૧૦૨૪. | સોમનાથપર .......... | મહમદ ઘીઝની. |
| ૧૫૨૮. | ચંદેરીનો ઘેરો. ......... | બાબર. |
| ૧૫૩૫. | ચાંપાનેરના કિલ્લાપર ...... | હુમાયું. |
| ૧૫૯૫. | અહમદનગરના કિલ્લાપર .... | મુગલ સરદારો. |
| ૧૬૯૮. | જીંજીના કિલ્લાપર ......... | મુગલ સરદારો. |
| ૧૭૪૬. | ફોર્ટ સેંટ જ્યોર્જપર ...... | લાબુર્ડોને. |
| ૧૭૫૭. | આર્કટનો ઘેરો ........... | રાજા સાહેબે |
| ૧૭૫૮. | ફોર્ટ સેંટ ડેવિડનો ઘેરો .... | લાલી. |
| ૧૭૫૯. | ફોર્ટ સેંટ જ્યોર્જપર બીજીવાર. | લાલી. |
| ૧૭૬૧. | પોંડીચરી ......... ... | કર્નલ કૂટ. |
| ૧૭૬૭. | આંબુરપર ............ | હૈદરે. |
| ૧૭૮૩. | બેદનોરપર ............ | ટિપુએ. |
| ૧૭૮૪. | મેંગલોરપર ............ | ટિપુએ. |
| ૧૭૯૨. ૧૭૯૯. | શ્રી રંગ પટણપર ...... ... | અંગ્રેજોએ. |
| ૧૮૦૩. | અલિગઢના કિલ્લાપર .... | લોર્ડ લેક. |
| ૧૮૦૫. ૧૮૨૬. | ભરતપુરનો ઘેરો ......... | અંગ્રેજો. |
| ૧૮૧૮. | આશિર ગઢ ........... | અંગ્રેજો. |
| ૧૮૪૨. | જલાલાબાદનો ઘેરો .... | અફગાનો. |
| ૧૮૪૯. | મુલતાનનો ઘેરો ...... | જેનરલ વિશ. |

## હિંદુસ્તાનમાં થયલી સંધીઓ.

ઈ. સ.

૧૭૬૯. મદ્રાસની સલાહ....... અંગ્રેજો અને હૈદર વચ્ચે.

૧૭૭૫. સુરતની સલાહ....... રાઘોબા અને મી૰ હોર્નબી વચ્ચે.

૧૭૭૬. પુરંધરની સલાહ....... કર્નલ અપટન અને સખારામ બાપુ તથા નાના ફડનવીસ વચ્ચે.

૧૭૭૯. વડગામની સલાહ. .... મરેઠા અને કર્નલ કોકબર્ન વચ્ચે.

૧૭૮૨. સાલબાઈની સલાહ..... અંગ્રેજો અને મરેઠા વચ્ચે.

૧૭૮૪. મેંગલોરની સલાહ. .. . ટિપુ અને કર્નલ ફુલરટન વચ્ચે.

૧૭૯૨. શ્રી રંગપટણની સલાહ.. ટિપુ અને લાર્ડ કોર્નવોલિસ વચ્ચે.

૧૮૦૨. વસાઈની સલાહ....... બાજીરાવ બીજા અને અંગ્રેજો વચ્ચે.

૧૮૦૩. દેવગામની સલાહ. .... રાઘોજી ભોંસલે અને જેનરલ વેલેસ્લી.

૧૮૦૩. સિરજી અંજેગામની સલાહ. દૌલતરાવ સિંધ્યા અને લાર્ડ લેક વચ્ચે.

૧૮૧૭. મંદેસરની સલાહ....... હોલકરના સરદારો અને અંગ્રેજો વચ્ચે.

૧૮૨૬. યાન્ડાબોની સલાહ. .... આવાના રાજા અને અંગ્રેજો વચ્ચે.

૧૮૩૮. ત્રિપારટાઈટ ......... (એટલે ત્રણ જાગા રણજીત સિંહ, શાહસુજા, અને લાર્ડ ઓકલેંડ વચ્ચે થયલી સલાહ.)

૧૮૪૬. લાહોરની પેહેલી સલાહ.. સિખ લોકો અને અંગ્રેજો વચ્ચે.

૧૮૪૯. લાહોરની બીજી સલાહ. . સિખ લોકો અને અંગ્રેજો વચ્ચે.

૧૮૭૯. ગંડામકની સલાહ. .... અંગ્રેજો અને અફગાનો વચ્ચે.

## અંગ્રેજોને હિંદુસ્તાન માંહેલાં પરગણાં કેમ મળ્યાં તેની વિગત.

ઈ. સ.

૧૬૩૯ માં. મદ્રાસ, ચંદ્ર ગીરીના રાજા પાસેથી મળ્યું.

૧૬૬૮ માં. મુંબઈ, બીજા ચાર્લ્સ રાજાએ કંપનીને આપ્યું.

૧૬૯૬ માં. કલકત્તા અને આસપાસનો મુલક, શાહજાદા આજીમ પાસેથી મળ્યો.

૧૭૫૭ માં. બંગાળા માંહેલાં ચોવીશ પરગણાં મિરજાફર ગાદીએ બેઠા તેની ખુશાલીમાં અંગ્રેજોને મળ્યાં.

૧૭૫૯ માં. મસલીપટમ, નિજામ પાસેથી મળ્યું.

૧૭૬૦ માં. બર્દવાન, મિદનાપુર, અને ચિતાગોંગ પરગણાં, મિરકાસિમને ગાદીએ બેસાડયો તેની ખુશાલીમાં મળ્યાં.

૧૭૬૫ માં. બંગાળા, બહાર અને ઓરિસા, અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યાં.

૧૭૬૬ માં. ઉત્તર સિરકાર, નિજામ અલી પાસેથી મળ્યું.

૧૭૭૫ માં. બનારસ, અયોધ્યાના નવાબ અસોફ-ઉદ-દૌલા પાસેથી મળ્યું.

૧૭૮૧ માં. સુદ્રાસ, પુલીકટ અને નેગાપટમ, વલંદા લોકો પાસેથી જીત્યાં.

૧૭૮૨ માં. સાલસેટ, મરેઠા પાસેથી મળ્યું.

૧૭૮૮ માં. ગંતુર, નિજામ પાસેથી મળ્યું.

૧૭૯૨ માં. બાર માહાલ, સેલમ, દિંદીગલ અને મલબાર, ટિપુ પાસેથી લીધાં.

૧૭૯૯ માં. કાનડા, કોઈમબતુર, વાઈનાડ, અને શ્રીરંગપટણ ટિપુના મોત પછી અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યાં.

૧૮૦૦ માં. તેનજોર, ત્યાંના રાજાપાસેથી જીતી લીધું.

૧૮૦૧ માં. કર્ણાટક, ત્યાંના નવાબની ગેર વર્તણુકને લીધે અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યું.

ઈ. સ.

૧૮૦૨ માં. સુરત તથા આસપાસનો મુલક, વસઈની સલાહની રૂએ અંગ્રેજોને મળ્યો.

૧૮૦૩ માં. કટક, બિરારના રાજા પાસેથી મળ્યું.

૧૮૦૩ માં. દિલ્હી, આગ્રા, બુંદેલ ખંડ, લૉર્ડ લેકે જીત્યાં.

૧૮૧૮ માં. પુના અને તેની આસપાસનો મુલક, મરેઠા પાસેથી અંગ્રેજોએ જીત્યો.

૧૮૨૬ માં. આસામ અને આરાકાન, બરમાના રાજા પાસેથી જીત્યાં.

૧૮૩૪ માં. કુર્ગ પ્રાંત, અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યો.

૧૮૪૩ માં. સિંધ, અમિરો પાસેથી જીત્યો.

૧૮૪૬ માં. જલંદર દોઆબ, સિખ લોકો પાસેથી જીત્યો.

૧૮૪૮ માં. સતારા, અંગ્રેજી રાજ સાથે જોડયું. રાજા નસંતાન મુએો તેથી.

૧૮૪૯ માં. પંજાબ, જોડી નાંખ્યું.

૧૮૫૨ માં. પેગુ, બરમાના રાજા પાસેથી જીત્યું.

૧૮૫૩ માં. નાગપુરનું રાજ, જોડી નાંખ્યું. રાજા નસંતાન મુએો તેથી.

૧૮૫૬ માં. અયોધ્યા, નવાબની ગેર વર્તણુકને લીધે જોડયું.

૧૮૭૯ માં. કરિમ, પિશિન, સિબિનો મુલક, અફગાનિસ્તાનના અમિર પાસેથી લીધો.

૧૮૮૬ માં. બરમા, ત્યાંના રાજાની ગેર વર્તણુકને લીધે જીત્યું.

---

## રાજાઓની વંશાવળી.

### ઘીઝની વંશ. ૧૦૦૧–૧૧૮૬

મહમદ ઘીઝની ............. ૧૦૦૧–૧૦૩૦

**ઘોર વંશ. ૧૧૮૬–૧૨૦૬**

શાહબુદીન ઘોરી ............ ૧૧૮૮–૧૨૦૬

---

**ગુલામી વંશ. ૧૨૦૬–૧૨૯૦**

કુતબુદીન ................. ૧૨૦૬–૧૨૧૦
આરામ ................. ૧૨૧૦–૧૨૧૦
અલ્તમસ ................. ૧૨૧૦–૧૨૩૫
રૂકનુદીન ................. ૧૨૩૫–૧૨૩૬
રજીઆ બેગમ ............ ૧૨૩૬–૧૨૩૯
બેહરામ ................. ૧૨૩૯–૧૨૪૧
મસુદ ................. ૧૨૪૧–૧૨૪૬
નાસીરૂદીન. ............ ૧૨૪૬–૧૨૬૫
બલબન ................. ૧૨૬૫–૧૨૮૭
કૈકુબાદ ................. ૧૨૮૭–૧૨૯૦

---

**ખિલજી વંશ. ૧૨૯૦–૧૩૨૦**

જલાલુદીન ખિલજી ........ ૧૨૯૦–૧૨૯૫
અલાઉદીન ............ ૧૨૯૫–૧૩૧૫
ઉમર ................. ૧૩૧૫–૧૩૧૬
મુબારક ................. ૧૩૧૬–૧૩૨૦
ખુશરૂ ................. ૧૩૨૦–૧૩૨૦

---

**તઘલખ વંશ ૧૩૨૦–૧૪૧૨**

ગ્યાસુદીન તઘલખ ........ ૧૩૨૦–૧૩૨૫
મહમદ તઘલખ ............ ૧૩૨૫–૧૩૫૧

| | |
|---|---|
| ફીરોજશાહ. | ૧૩૫૧–૧૩૮૮ |
| ગ્યાસુદીન બીજો | ૧૩૮૮–૧૩૮૯ |
| અબુબકર | ૧૩૮૯–૧૩૮૯ |
| નાસિરૂદીન. | ૧૩૮૯–૧૩૯૨ |
| સિકંદર | ૧૩૯૨–૧૩૯૨ |
| મહમદ બીજો | ૧૩૯૨–૧૪૧૨ |

---

સૈયદ વંશ. ૧૪૧૪–૧૪૫૦

| | |
|---|---|
| સૈયદ ખીજરખાં. | ૧૪૧૪–૧૪૨૧ |
| સૈયદ મુબારક | ૧૪૨૧–૧૪૩૩ |
| સૈયદ મહમદ. | ૧૪૩૩–૧૪૪૩ |
| સૈયદ આલમ | ૧૪૪૩–૧૪૫૦ |

---

લોદી વંશ. ૧૪૫૦–૧૫૨૬

| | |
|---|---|
| બહલોલખાં લોદી | ૧૪૫૦–૧૪૮૮ |
| સીકંદર લોદી | ૧૪૮૮–૧૫૧૭ |
| ઇબ્રાહીમ લોદી | ૧૫૧૭–૧૫૨૬ |

---

મુગલ વંશ. ૧૫૨૬–૧૫૪૦ ને ૧૫૫૫–૧૮૫૭

| | |
|---|---|
| બાબર | ૧૫૨૬–૧૫૩૦ |
| હુમાયું | ૧૫૩૦–૧૫૪૦ ને ૧૫૫૫–૧૫૫૬ |

---

અફઘાન વંશ. ૧૫૪૦–૧૫૫૫

| | |
|---|---|
| શીરશાહ | ૧૫૪૦–૧૫૪૫ |
| સલીમશાહ | ૧૫૪૫–૧૫૫૩ |

| | |
|---|---|
| ફીરોજ | ૧૫૫૩–૧૫૫૪ |
| મહમદ આદિલશાહ | ૧૫૫૩–૧૫૫૫ |
| સિકંદર શુર | ૧૫૫૫–૧૫૫૫ |

મુગલ વંશ... ૧૫૫૬–૧૮૫૭

| | |
|---|---|
| અકબર | ૧૫૫૬–૧૬૦૫ |
| જહાંગીર | ૧૬૦૫–૧૬૨૭ |
| શાહજહાં | ૧૬૨૭–૧૬૫૮ |
| ઔરંગજેબ | ૧૬૫૮–૧૭૦૭ |
| બાહાદુરશાહ | ૧૭૦૭–૧૭૧૨ |
| જહાંદારશાહ | ૧૭૧૨–૧૭૧૩ |
| ફરૂખશીર | ૧૭૧૩–૧૭૧૯ |
| મહમદશાહ | ૧૭૧૯–૧૭૪૮ |
| અહમદશાહ | ૧૭૪૮–૧૭૫૪ |
| આલમગીર બીજો | ૧૭૫૪–૧૭૫૯ |
| શાહઆલમ બીજો | ૧૭૫૯–૧૮૦૬ |
| અકબર બીજો | ૧૮૦૬–૧૮૩૭ |
| મહમદ બહાદુરશાહ | ૧૮૩૭–૧૮૫૭ |

## મરેઠી રાજાઓનાં નામ અને વરસ.

| | |
|---|---|
| શિવાજી | ૧૬૬૪–૧૬૮૦ |
| સંભાજી | ૧૬૮૦–૧૬૮૯ |
| રાજારામ | ૧૬૮૯–૧૭૦૦ |
| શિવાજી બીજો | ૧૭૦૦–૧૭૦૮ |

| | |
|---|---|
| શાહુ ........................ | ૧૭૦૮–૧૭૪૯ |
| રામરાજા ........................ | ૧૭૪૯–૧૭૭૭ |
| શાહુ બીજો ........................ | ૧૭૭૭–૧૮૧૮ |
| પ્રતાપસિંગ (બાળાસાહેબ)...... | ૧૮૧૮–૧૮૪૦ |
| શાહાજી (આપાસાહેબ) ..... | ૧૮૪૦–૧૮૪૮ |

---

## પેશ્વાઓના નામ અને વરસ.

| | |
|---|---|
| બાલાજી વિશ્વનાથ ......... | ૧૭૧૪–૧૭૨૦ |
| બાજીરાવ બલ્લાળ ........... | ૧૭૨૦–૧૭૪૦ |
| બાલાજી બાજી ............. | ૧૭૪૦–૧૭૬૧ |
| માધવરાવ પેહેલો ........... | ૧૭૬૧–૧૭૭૨ |
| નારાયણરાવ ............... | ૧૭૭૨–૧૭૭૩ |
| સવાઈ માધવરાવ ........... | ૧૭૭૪–૧૭૯૫ |
| બાજીરાવ બીજો.............. | ૧૭૯૫–૧૮૧૮ |

---

## ભરત ખંડમાં મુસલમાન, મરેઠી તથા અંગ્રેજી અમલમાં થયલી લડાઈઓ.

| વરસ ઈ. સ. પૂર્વ. | લઢાઈનાં નામ. | કોની વચ્ચે થઈ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૫૦૦૦. | પાનીપત....... | પાંડવ અને કૌરવ વચ્ચે. પાંડવ જીત્યો. |
| ૩૨૭. | જેલમ....... | સિકંદર તથા પોરસ રાજાની વચ્ચે. પોરસ હાર્યો. |

| ઈ. સ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે થઈ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૧૦૨૪. | સોમનાથ. .... | મહમુદ ગજનવીએ ગુજરાતના રાજા ભીમને હરાવ્યો. |
| ૧૧૯૧. | થાનેશ્વરની પેહેલી. | મહમુદ ઘોરી અને પૃથુરાજ વચ્ચે. મહમુદ હાર્યો. |
| ૧૧૯૩. | થાનેશ્વરની બીજી. | મહમુદ ઘોરી તથા પૃથુરાજ વચ્ચે. પૃથુરાજ હાર્યો. |
| ૧૫૨૬. | પાનીપતની પેહેલી. | બાબર તથા ઇબ્રાહીમ લોદી વચ્ચે. ઇબ્રાહીમ હાર્યો. |
| ૧૫૨૭. | સીક્રી ........ | બાબર તથા મેવાડના રાણા સંગ વચ્ચે. સંગની હાર થઈ. |
| ૧૫૪૦. | કનોજ ...... | હુમાયું તથા શેરખાંની વચ્ચે. હુમાયુનો પરાજય થયો. |
| ૧૫૫૬. | પાનીપતની બીજી. | હેમુ તથા બેહેરામખાંની વચ્ચે. હેમુ હાર્યો |
| ૧૬૫૭. | કાશી ........ | દારા અને સુજા વચ્ચે. સુજાની હાર થઈ. |
| ૧૬૫૭. | ઉજ્જયણ ...... | મુરાદ અને ઔરંગજેબે જસવંત સીંઘને હરાવ્યો. |
| ૧૬૫૭. | આગ્રા ........ | ઔરંગજેબે દારાને હરાવ્યો. |
| ૧૭૧૩. | આગ્રા ........ | જહાંદારશાહ તથા ફરૂખશિયર વચ્ચે. જહાંદારશાહની હાર થઈ. |
| ૧૭૨૦. | શાહાપુર ...... | સૈયદ અબદલા તથા નિઝામની વચ્ચે. સૈયદની હાર થઈ. |
| ૧૭૩૪. | ડભોઇ ...... | બાજીરાવ પેહેલા તથા ત્રીંબકરાવ ડાભાડેની વચ્ચે. ડાભાડે હાર્યો. |

| ઇ સ. | લઢાઇનાં નામ. | કોની વચ્ચે થઇ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૧૭૩૬. | ભોપાલ …… | બાજીરાવ પેહેલા અને નિઝામ વચ્ચે. નિઝામ હાર્યો. |
| ૧૭૩૮. | કર્નાલ …… | એ લડાઇમાં મુગલાઈ ફોજને નાદીરશાહે હરાવી. |
| ૧૭૪૧. | અંબુર …… | મરેઠા તથા નવાબ દોસતઅલીની વચ્ચે. નવાબ રણમાં પડયો. |
| ૧૭૪૮. | સરહિંદ …… | મોગલોએ અહમદશાહ અબદલીને હરાવ્યો. |
| ૧૭૪૯. | અંબુરની બીજી.. | ડુપ્લે, મુજફરજંગ અને ચંદાસાહેબે અનવારૂદીનને હરાવ્યો. |
| ૧૭૫૧. | આરની …… | કલાઇવે રાજાસાહેબને હરાવ્યા. |
| ૧૭૫૭. | પ્લસી ……. | કલાઇવે સુરાજ-દૌલાને હરાવ્યો. |
| ૧૭૬૦. | વાંદિવોશ …… | કર્નલ કુટે લાલી અને બુસીને હરાવ્યા. |
| ૧૭૬૦. | ઉડગીર …… | સદાશીવરાવ ભાઉ તથા નિજામ સલાબતજંગ વચ્ચે. નિજામ હાર્યો. |
| ૧૭૬૧. | પાનીપતની ત્રીજી. | અહમદશાહ દુરાની તથા સદાશીવરાવ ભાઉની વચ્ચે. મરેઠા હાર્યા. |
| ૧૭૬૧. | પતણા …… | કાલ્યડે શાહઆલમને હરાવ્યો. |
| ૧૭૬૩. | ઘેરીઆ …… | મેજર એડમ્સે મીરકાશીમને ઘણી મુશ્કેલીથી હરાવ્યો. |
| ૧૭૬૪. | બકસર …… | મેજર મનરોએ સુજાદવલાને હરાવ્યો. |
| ૧૭૬૪. | કાલ્પી ……. | જેનરલ કરનાકે સુજાદવલાને તથા મરેઠાને હરાવ્યા. |

| ઈ સ | લડાઈનાં નામ. | કોની વચ્ચે થઇ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૧૭૬૭. | ત્રીનોમાલી .... | કર્નલ સ્મીથે નિઝામ તથા હૈદરને હરાવ્યા. |
| ૧૭૬૭. | ચંગામ ...... | કર્નલ સ્મીથે હૈદરને હરાવ્યો. |
| ૧૭૭૨. | ચેરકુલી ...... | માધવરાવ પેશ્વાએ હૈદરને હરાવ્યો. |
| ૧૭૭૫. | આરાસ ...... | કર્નલ કીતીંગે મરેઠાને હરાવ્યા. |
| ૧૭૮૦. | પોલાલિારની પેહેલી. | હૈદરે કર્નલ બેલીને હરાવી કેદ કીધો. |
| ૧૭૮૧. | પોર્તોનોવો .... | કુટે હૈદરને હરાવ્યો. |
| ૧૭૮૧. | પોલાલિારની બીજી. | કુટે હૈદરને હરાવ્યો. |
| ૧૭૮૧. | શોલીંઘર. .... | કુટે હૈદરને હરાવ્યો. |
| ૧૭૯૧. | અરીકેરા ...... | લોર્ડ કોર્નવાલીસે ટીપુને હરાવ્યો. |
| ૧૭૯૨. | અજમેર ..... | સિંધિઆએ હોલકરને હરાવ્યો. |
| ૧૭૯૫. | કુર્દલા ...... | મરેઠા તથા નિઝામની વચ્ચે; નિઝામનો પરાજય થયો. |
| ૧૭૯૯. | સદાસીર ...... | જેનરલ સ્ટુઅર્ટે ટીપુને હરાવ્યો. |
| ૧૭૯૯. | માલવેલી .... | જેનરલ હેરીસે ટીપુને હરાવ્યો. |
| ૧૭૯૯. | શ્રીરંગપટણ .... | ઈંગ્રેજો સાથે લડતાં ટીપુ હાર્યો ને માર્યો ગયો. |
| ૧૮૦૧. | પુણા ........ | એમાં જસવંતરાવ હોલકરે પેશ્વા તથા સિંધિયાને હરાવ્યા. |
| ૧૮૦૩. | આસે ....... | જનરલ વેલિસલીએ દોલતરાવ સિંધિઆ તથા રઘુજી ભોંસલેને હરાવ્યા. |
| ૧૮૦૩. | લાસવારી .... | લેકે સિંધિઆને હરાવ્યો. |
| ૧૮૦૩. | દિલ્હી ...... | એમાં જનરલ લેકે સિંધિયાને હરાવ્યો. |

| ઈ સ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે થઈ અને કોણ હાર્યું. |
|---|---|---|
| ૧૮૦૩. | આગ્રા …… | લેકે મરેઠાને હરાવ્યા. |
| ૧૮૦૩. | આરગામ …. | જેનરલ વેલસલીએ મરેઠાને હરાવ્યા. |
| ૧૮૦૪. | મુકંદ્રાઘાટ …. | હોલકરે કરનલ મોનસનને હરાવ્યો. |
| ૧૮૦૪. | દીગગઢ …… | ફ્રેઝર તથા મોન્સાને જસવંતરાવ હોલકરને હરાવ્યા. |
| ૧૮૦૪. | ફરાકાબાદ …. | લોર્ડ લેકે હોલકરને હરાવ્યો. |
| ૧૮૧૬. | મકવાનપુર …. | ઓક્તરલોનીએ ગુરખાઓને હરાવ્યા. |
| ૧૮૧૭. | ખડકી …… | એમાં મેજર ફોર્ડે પેશ્વા બાજીરાવ બીજાને હરાવ્યો. |
| ૧૮૧૭. | સીતાબુલ્દી …. | કેપટન ફિટઝજેરલ્ડે આપા સાહેબને હરાવ્યો. |
| ૧૮૧૭. | નાગપુર …… | જેનરલ ડવટને આપા સાહેબને હરાવ્યો. |
| ૧૮૧૭. | જબલપુર …. | જેનરલ હાર્ડીમેને આપાસાહેબને હરાવ્યો. |
| ૧૮૧૭. | મહીદપુર …… | હીસ્લોપ તથા માલ્કમે હોલકરને હરાવ્યો. |
| ૧૮૧૮. | કોરેગામ …… | સ્ટોનટને પેશ્વાને હરાવ્યો. |
| ૧૮૧૮. | આશટે …… | અંગ્રેજે ગોખલેને હરાવ્યો. |
| ૧૮૨૫. | પ્રોમ ……… | કેમ્પબેલે બ્રહ્મી ફોજને હરાવી. |
| ૧૮૨૬. | પેઘામ …… | કેમ્પબેલે બ્રહ્મી ફોજને હરાવી. |
| ૧૮૪૦. | પરવાન …… | જેનરલ સેલે દોસ્તમહમદને હરાવ્યો. |
| ૧૮૪૩. | મીયાની …… | સર ચાર્લ્સ નેપીઅરે સીંધના અમીરોને હરાવ્યા. |
| ૧૮૪૩. | હૈદ્રાબાદ …… | સર ચાર્લ્સ નેપીઅરે સીંધના અમીરોને હરાવ્યા. |

| ઇ. સ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે થઇ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૧૮૪૩. | મહારાજપુર .... | સર હ્યુ ગોફે મરેઠાને હરાવ્યા. |
| ૧૮૪૩. | પનીઆર .... | જનરલ ગ્રેએ મરેઠાને હરાવ્યા. |
| ૧૮૪૫. | મુદકી ...... | ગોફે શીખ લોકોને હરાવ્યા. |
| ૧૮૪૫. | ફીરોજ શેહેર .. | શીખ ફોજે હેન્રી સ્મીથને હરાવ્યો. |
| ૧૮૪૬. | બદ્દીવાલ ...... | ગુલાબસિંગે સર હેન્રી સ્મીથને હરાવ્યો. |
| ૧૮૪૬. | અલીવાલ .... | સર હેન્રી સ્મીથે શીખને હરાવ્યા. |
| ૧૮૪૬. | સોબ્રેઆન .... | સર હ્યુ ગોફે શીખને હરાવ્યા. |
| ૧૮૪૮. | કીનેરી ...... | એડવરડસે મુળરાજને હરાવ્યો. |
| ૧૮૪૮. | સાદુસામ ...... | એડવરડસે મુળરાજને હરાવ્યો. |
| ૧૮૪૯. | રામનગર .... | ગોફે શીખ લોકોને હરાવ્યા. |
| ૧૮૪૯. | ચીલીઆનવાલા .. | ગોફે શીખ લોકોને હરાવ્યા. |
| ૧૮૪૯. | ગુજરાત ...... | ગોફે શીખ લોકોને હરાવ્યા. |
| ૧૮૫૭. | દિલ્હી ...... | જનરલ નીકલસને બળવાખોરોને હરાવ્યા. |
| ૧૮૮૦. | મૈવાંડ ...... | અફગાનોએ અયુબખાનની સરદારી તળે અંગ્રેજોને હરાવ્યા. |

---

## ઈ. સ. પુર્વે. — મુખ્ય બીનાઓ વરસ સાથે.

૫૧૮. ઇરાનના રાજા દારાયસે હિંદુસ્તાનપર ચઢાઇ કીધી.

૩૨૭. મહાન સિકંદરની ચઢાઈ.

૩૧૨. સેલ્યુકસે મગધના રાજા ચંદ્રગુપ્ત જોડે સંધી કરી.

| ઈ. સ. | બીનાઓ. |
|---|---|
| ૭૧૨. | મહંમદ કાસીમે સીંધ જીત્યું. |
| ૯૯૭. | સબકતગીન મરણ પામ્યો; મહંમદ ગીઝનવી ગાદીએ બેઠો. |
| ૧૦૦૧. | મહંમદ ગીઝનવીની પહેલી ચઢાઈ—લાહોરના રાજા જેપાળ ઉપર. |
| ૧૦૦૪. | ,, ,, બીજી ચઢાઈ—ભાટીઆના રાજા વીજયરાય ઉપર. |
| ૧૦૦૫. | ,, ,, ત્રીજી ચઢાઈ—અબદુલ ફાટલોદીન ઉપર. |
| ૧૦૦૮. | ,, ,, ચોથી ચઢાઈ—લાહોરના અનંગપાળ ઉપર. |
| ૧૦૧૦. | ,, ,, પાંચમી ચઢાઈ—મુલતાનપર. |
| ૧૦૧૧. | ,, ,, છઠી ચઢાઈ—થાણેશ્વરપર. |
| ૧૦૧૪-૧૦૧૫. | ,, ,, સાતમી તથા આઠમી ચઢાઈ—કાશ્મીરપર. |
| ૧૦૧૯. | ,, ,, નવમી ચઢાઈ—કનોજપર. |
| ૧૦૨૨-૧૦૨૩. | ,, ,, દશમી તથા અગીઆરમી ચઢાઈ—કલીંજરપર. |
| ૧૦૨૪. | ,, ,, બારમી ચઢાઈ—સોમનાથપર. |
| ૧૦૩૦. | મહંમદ ગીઝનવી મરણ પામ્યો. |
| ૧૧૮૬ થી ૧૨૦૬. | ઘોરી વંશ ચાલ્યો. |
| ૧૧૮૬. | મહંમદ ઘોરીએ લાહોર જીતી લીધું. |
| ૧૧૮૬. | ગીઝની વંશની સમાપ્તી થઈ. |
| ૧૨૦૩. | મહંમદ ઘોરીએ બંગાળા હાથ કીધું. |

ઈ. સ. બીનાઓ.

૧૨૦૬. ગખ્ખર જાતની જંગલી ટોળીએ મહંમદ ઘોરીને મારી નાખ્યો.

૧૨૦૬ થી ૧૨૯૦. ગુલામી વંશ ચાલ્યો.

૧૨૦૬. થી ૧૨૧૦. કુતબુદ્દીન સુલતાન થયો.

૧૨૧૦ કુતબુદ્દીન મરણ પામ્યો. આરામ સુલતાન થયો.

૧૨૧૦. આરામ મરણ પામ્યો. અલ્તમસ સુલતાન થયો.

૧૨૧૭. મોગલ સરદાર જંગીસખાંની ચઢાઈ.

૧ ૯૦. ગુલામી વંશની સમાપ્તી થઈ.

૧૨૯૦ થી ૧૩૨૦. ખીલજી વંશ ચાલ્યો.

૧૨૯૦ થી ૧૨૯૫. જલાલુદ્દીન ખીલજી ગાદીએ બેઠો.

૧૨૯૪. અલાઉદ્દીને દક્ષિણપર ચઢાઈ કરી.

૧૨૯૭. અલાઉદ્દીને ગુજરાત જીત્યું.

૧૨૯૮. મોગલ લોકના સરદાર કતલગખાંને અલાઉદ્દીને હરાવ્યો.

૧૩૦૩. અલાઉદ્દીને ચીતોડ હાથ કર્યું.

૧૩૧૫. અલાઉદ્દીન મરણ પામ્યો; ઊમર ગાદીએ બેઠો.

૧૩૧૬. મલિક કાફરનું ખુન થયું.

૧૩૨૦. ખુશરૂખાં ગાદીએ બેઠો. ખીલજી વંશની સમાપ્તી થઈ.

૧૩૨૦ થી ૧૪૧૨. તઘલખ વંશ ચાલ્યો.

૧૩૪૭. બ્રાહ્મણી વંશની સ્થાપના.

૧૩૫૧. મહંમદ તઘલખ ઠઠ્ઠા શેહેરમાં મરણ પામ્યો. ફીરોજશાહ ગાદીએ બેઠો.

૧૩૯૮. તૈમુરલંગ દિલ્હીપર ચઢી આવ્યો.

૧૪૧૨. દૌલતખાં લોદીએ દિલ્હીમાં ૧૫ માસ રાજ ચલાવ્યું.

૧૪૧૨. તઘલખ વંશની સમાપ્તી થઈ.

ઇ સ. બીનાઓ.

૧૪૧૪ થી ૧૪૫૦ સૈયદ વંશ ચાલ્યો.
૧૪૫૦. બહલોલ લોદી દિલ્હીનો ધણી થઈ પડયો. સૈયદ વંશની સમાપ્તી થઇ. લોદી વંશની શરૂઆત થઇ.
૧૪૬૯. શીખ લોકનો ધર્મ સ્થાપનાર નાનક જનમ્યો.
૧૪૮૨. બાબર જનમ્યો.
૧૪૮૭. બાર્થોલોમ્યુ ડિયાસે કેપ ઓફ ગુડહોપની પ્રદક્ષિણા કરી.
૧૪૯૨. કોલમ્બસે અમેરિકા શોધી કાઢયો.
૧૪૯૪. બાબર કાબુલની ગાદીએ બેઠો.
૧૪૯૭. બાબરે સમરકંદ હાથ કર્યું.
૧૪૯૮. વાસ્કોડિગામા કાલિકટ બંદરે ઉતર્યો.
૧૫૦૦. કાબ્રાલે બ્રાઝિલ શોધી કાઢયું.
૧૫૦૨. વાસ્કોડીગામાએ બીજી સફરમાં વેપાર અર્થે કોચીન અને કાનાનોર પસંદ કર્યાં.
૧૫૦૫ થી ૧૫૦૯. ફ્રાન્સિસકો આલમિડા પહેલો પોર્તુગીઝ સુબો નીમાયો.
૧૫૦૭. હુમાયું જનમ્યો.
૧૫૦૯ થી ૧૫૧૫. આલફાન્સો આલબુકર્ક સુબો નીમાયો.
૧૫૧૦. આલફાન્સોએ ગોવા જીત્યું.
૧૫૧૧. આલફાન્સોએ મલાકા જીતી લીધું.
૧૫૧૩. આલફાન્સોએ ઓરમઝનો બેટ જીતી લીધો.
૧૫૧૫. આલફાન્સો ગોવામાં મરણ પામ્યો.
૧૫૨૬. પાણીપતની લડાઇ. બાબરે ઇબ્રાહીમ લોદીને હરાવ્યો.
૧૫૨૬. લોદી વંશનો અંત આવ્યો. બાબર ગાદીએ બેઠો. મોગળ વંશ સ્થાપ્યું.

ઇ. સ. બીનાઓ.

૧૫૨૬. થી ૧૮૫૭. મોગલ વંશ ચાલ્યો.

૧૫૨૮. ચંદેરીનો ઘેરો.

૧૫૨૯. બાબરે બંગાળા અને બહાર પ્રાંત જીત્યા.

૧૫૩૦. બાબર મરણ પામ્યો. હુમાયું ગાદીએ બેઠો.

૧૫૩૫. હુમાયુંએ ચાંપાનેરનો કીલ્લો જીતી લીધો.

૧૫૩૯. શીરશાહે પટણા અને કાશી વચ્ચે હુમાયુંને ઘેરી લીધો.

૧૫૩૯. નાનક મરણ પામ્યો.

૧૫૪૦. કનોજની લડાઇમાં શીરશાહે હુમાયુંને હરાવ્યો.

૧૫૪૩. અકબર અમરકોટ આગળ જનમ્યો.

૧૫૪૪. હુમાયું ઇરાન ગયો.

૧૫૪૫. શીરશાહ મરણ પામ્યો. સલીમશાહ ગાદીએ બેઠો.

૧૫૪૭. હુમાયુંએ પોતાના ભાઇના હાથમાંથી કાબુલ, કંદહાર, ગીઝની જીતી લીધાં.

૧૫૫૩. હુમાયુંએ પોતાના ભાઇ કામરાનની આંખો ફોડાવી નાંખી.

૧૫૫૩. ફીરોજ ગાદીએ બેઠો. તેજ વરસમાં મરણ પામ્યો.

૧૫૫૩. મહંમદ આદીલશાહ ગાદીએ બેઠો.

૧૫૫૫. હુમાયુંએ ગાદી પાછી મેળવી.

૧૫૫૬. હુમાયું મરણ પામ્યો— અકબર ગાદીએ બેઠો.

૧૫૫૬. પાણીપતની લઢાઇ. બેરામ, હેમુ અને શીકંદરશૂર વચ્ચે. હેમુ માર્યો ગયો.

૧૫૬૦. અકબરે બેરામખાંના હાથમાંથી રાજસત્તા પાછી લઇ લીધી.

૧૫૬૧. બેરામખાંને કોઇ પઠાણ સરદારે મારી નાંખ્યો.

૧૫૬૭. વલંદા લોકોએ વેપારને અર્થે હૌતમેનની સરદારી તળે એક કાફલો મોકલ્યો.

ઇ. સ. બીનાઓ.

૧૫૬૭. અકબરે ચીતોડ જીતી લીધું.

૧૫૬૭. સલીમ જનમ્યો.

૧૫૭૩. અકબરે ગુજરાત વશ કર્યું.

૧૫૭૬. અકબરે બંગાળા પાછું જીતી લીધું.

૧૫૮૬. અકબરે કાશ્મીર સર કર્યું.

૧૫૯૨. અકબરે સીંધ જીતી લીધું.

૧૫૯૪. અકબરે કંદહાર જીતી લીધું.

૧૫૯૪. શાહજાંહ જનમ્યો.

૧૫૯૫. અકબરે અહંમદનગર જીતી લેવાને લશ્કર મોકલ્યું.

૧૫૯૯. અકબરનો છોકરો મોરાદ મરણ પામ્યો.

૧૫૯૯. અહંમદનગરની રાણી ચાંદ બીબી મરણ પામી.

૧૬૦૦. હીંદુસ્તાન સાથે વેપાર કરવાને ઇસ્ટ ઈંડીઆ નામે એક કંપની ઉભી થઇ.

૧૬૦૦. અકબરે અહંમદનગર જીતી લીધું.

૧૬૦૧. અકબરે ખાનદેશ જીતી લીધું.

૧૬૦૧. કેપટન લાનકાસ્ટર ઈંગ્લાંડનો કીનારો છોડી હીંદુસ્થાન આવી પોહોંચ્યો.

૧૬૦૨. અકબરનો મીત્ર તથા તેનો વજીર અબુલ ફાજલ ગ્વાલીયર તરફ માર્યો ગયો.

૧૬૦૪. અકબરનો છોકરો દાનિઆલ મરણ પામ્યો.

૧૬૦૪. ફ્રેંચોએ હીંદુસ્થાનમાં એક કાફલો મોકલ્યો.

૧૬૦૫. અકબર મરણ પામ્યો. સલીમ ગાદીએ બેઠો.

૧૬૦૬. સલીમનો વડો છોકરો ખુશરૂ તેના બાપની સામે થયો.

ઈ સ. બીનાઓ.

૧૬૦૭. કપ્તાન હોકીન્સ સલીમની દરબારમાં આવ્યો.
૧૬૧૦. કપ્તાન હોકીન્સને દરબાર છોડી જવાનો હોકમ થયો.
૧૬૧૧. જાંહગીર નુરજાંહ સાથે પરણ્યો.
૧૬૧૨. અંગ્રેજોએ સુરત, અમદાવાદ, તથા ખંભાતમાં કોઠી સ્થાપી.
૧૬૧૫. ઈંગ્લંડના પહેલા જેમ્સ રાજા તરફથી સર ટી. રો સલીમની દરબારમાં આવ્યો.
૧૬૧૬. જહાંગીરે પોતાના છોકરા શાહજાંહને મલીકંબર સામે મોકલ્યો.
૧૬૧૮. ઔરંગજેબ જનમ્યો.
૧૬૧૮. સર ટી. રોને દરબાર છોડી જવાને હોકમ થયો.
૧૬૨૧. સલીમનો છોકરો ખુશરૂ મરણ પામ્યો.
૧૬૨૩. એમ્બોયનાના ટાપુમાં વલંદા લોકે અંગ્રેજોને માર્યા.
૧૬૨૬. સલીમનો છોકરો પાર્વીઝ મરણ પામ્યો.
૧૬૨૬. મહોબતખાંએ જેલમની લડાઈમાં જાંગીરને હરાવી કેદ કર્યો તેનો છુટકો નુરજાંહથી થયો.
૧૬૨૬. મલીકંબર મરણ પામ્યો.
૧૬૨૭. જહાંગીર મરણ પામ્યો. શાહજાંહ ગાદીએ બેઠો.
૧૬૨૭. શીવાજી શીવનેરીના કીલ્લામાં જનમ્યો.
૧૬૩૧. શાહજહાંએ બંગાળામાંના પોર્તુગીઝ થાણાં લુટયાં.
૧૬૩૭. શાહજહાંએ અહંમદનગર ખાલસા કર્યું.
૧૬૩૭. અલી મરદાનખાંએ કંદહારનું રાજ શાહજહાંને સોંપ્યું.
૧૬૩૯. અંગ્રેજ લોકે ફોર્ટ સેંટ જ્યોર્જનો કીલ્લો બાંધ્યો.
૧૬૩૯. ચંદ્રગીરીના રાજા તરફથી કરના પેટામાં મદ્રાસ મળ્યું.
૧૬૪૬. નુરજાંહ મરણ પામી.

ઈ. સ. બીનાઓ.

૧૬૪૬. શીવાજીએ તોર્નાઆનો કીલ્લો લીધો.
૧૬૫૭. શાહજહાં માંદો પડ્યો. કાશી, આગ્રા, ઉજનની લડાઈ.
૧૬૫૮. ઔરંગજેબે પોતાના બાપ તથા ભાઇને કેદ કર્યા.
૧૬૫૮. ઔરંગજેબ ગાદીએ બેઠો.
૧૬૫૯. શીવાજીએ અફઝુલખાંને મારી નાંખ્યો.
૧૬૫૯. કજવાની લડાઈ. ઔરંગજેબે સુજાને હરાવ્યો.
૧૬૬૦. સુજા આરાકાન આગળ મરણ પામ્યો.
૧૬૬૧. ઔરંગજેબે મોરાદને મારી નાંખ્યો.
૧૬૬૨. ઈંગ્લાંડનો રાજા બીજો ચાર્લ્સ પોર્તુગાલના રાજાની છોકરી સાથે પરણ્યો તેની રીતમાં મુંબઈનો બેટ તેને મળ્યો.
૧૬૬૩. શીવાજીએ સુરત પેહેલીવાર લુંટ્યું.
૧૬૬૪. શાહજી મરણ પામ્યો.
૧૬૬૪. શીવાજી મરાઠાનો રાજા થયો.
૧૬૬૫. શીવાજીને સાહીસ્તખાંએ સીંધર આગળ હરાવ્યો.
૧૬૬૬. શાહજહાં મરણ પામ્યો.
૧૬૬૮. ઈસ્ટ ઈંડીઆ કંપની પાસથી દર વરસે દસ પૌંડ લેવા કરી ચાર્લ્સે મુંબઈનો બેટ કંપનીને આપ્યો.
૧૬૭૪. શીવાજી રાયગઢમાં રાજ્યાભિષેક થયો.
૧૬૭૪. ફ્રેંચ સરદાર માર્ટીને પોંડિચેરી વસાવ્યું.
૧૬૭૯. ઔરંગજેબે જજીઆવેરો લેવા માંડ્યો.
૧૬૮૦. શીવાજી મરણ પામ્યો. સંભાજી ગાદીએ બેઠો.
૧૬૮૬. ઔરંગજેબે બીજાપૂર જીત્યું.
૧૬૮૭. ઔરંગજેબે ગોવળકોંડા જીત્યું.

ઈ. સ. બીનાઓ.

૧૬૮૮. ફ્રેંચોએ ચંદ્રનગર શહેર વસાવ્યું.
૧૬૮૯. ઔરંગજેબે સંભાજીને મારી નખાવ્યો. રાજારામ બેઠો.
૧૬૯૧. અંગ્રેજોએ ટગણાપટનમાં ફોર્ટ સેંટ દેવિડ બાંધ્યો.
૧૬૯૮. રાજારામ લાંચ આપી મોગલોના હાથમાંથી છૂટો થયો.
૧૭૦૦. અંગ્રેજોએ ફોર્ટ વીલ્યમનો કીલ્લો બાંધ્યો.
૧૭૦૦. રાજારામ મરણ પામ્યો. શીવાજી ૨ જો ગાદીએ બેઠો.
૧૭૦૧. સર વીલીયમ નોરીશ ઔરંગજેબની દરબારમાં આવ્યો.
૧૭૦૨. હૈદર જનમ્યો.
૧૭૦૭. ઔરંગજેબ અહમદનગરમાં મરણ પામ્યો. શાહઆલમ ૧ લો ગાદીએ બેઠો.
૧૭૦૮. બન્ને કંપનીઓ જોડાઈ ગઇ અને "યુનાઇટેડ ઈસ્ટ-ઈન્ડીઆ કંપની" થઈ.
૧૭૦૮ થી ૧૭૪૮. શાહુ પોતાના બાપની ગાદીએ બેઠો.
૧૭૧૨. જહાંદારશાહ ગાદીએ બેઠો.
૧૭૧૩. ફરૂખશીર ગાદીએ બેઠો.
૧૭૧૪ થી ૧૭૨૦. બાલાજી વિશ્વનાથ પહેલો પેશ્વા થયો.
૧૭૧૮. બાલાજી એક ફોજ લઇ દિલ્હી ગયો.
૧૭૧૯. મહમદશાહ ગાદીએ બેઠો.
૧૭૨૦ થી ૧૭૪૦. બાજીરાવ ૧ લો ગાદીએ બેઠો.
૧૭૨૦. શાહપુરની લડાઇ.
૧૭૨૪. નીઝામ-ઊલ-મુલ્ક દક્ષિણમાં સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યો.
૧૭૨૫. ક્લાઇવ જનમ્યો.
૧૭૨૫. ફ્રેંચોએ મહે જીત્યું.

ઇ. સ. બીનાઓ.

૧૭૩૨. વારન હેસ્તિંગ્સ જનમ્યો.
૧૭૩૮. ડભોઈની લડાઇ. બાજીરાવે ત્રીંબકજી ડાભાડેને હરાવ્યો.
૧૭૩૬. ભોપાળની લડાઈ. બાજીરાવે નીઝામ-ઊલ-મુલ્કને હરાવ્યો.
૧૭૩૮. નાદીરશાહની દિલ્હીપર ચઢાઈ.
૧૭૩૯. મરાઠાઓએ પોર્તુગીઝ લોક પાસથી વસાઇ જીત્યું.
૧૭૪૧. અંબુરની લડાઇ. મરાઠાએ દોસ્તઅલીને હરાવ્યો.
૧૭૪૦ થી ૧૭૬૧. ત્રીજો પેશ્વા બાલાજી બાજીરાવ.
૧૭૪૧. મરાઠાએ ચંદા સાહેબને સાતારાના કિલ્લામાં કેદ કીધો.
૧૭૪૨. ડુપ્લી પોન્ડીચરીનો હાકેમ થયો.
૧૭૪૩. કલાઇવ મદ્રાસ આવ્યો.
૧૭૪૬. ફ્રેંચોએ ફોર્ટ સેંટ જ્યોર્જ તથા દેવીડપર હુમલો કર્યો.
૧૭૪૮. શાહુ મરણ પામ્યો. નિઝામ મરણ પામ્યો. મોગળ વંશનો બારમો પાદશાહ મહંમદશાહ મરણ પામ્યો.
૧૭૪૮ થી ૧૭૭૭. રાજારામ ગાદીએ બેઠો.
૧૭૪૮ થી ૧૭૫૪. અહંમદ શાહ ગાદીએ બેઠો.
૧૭૪૮. ડુપ્લીએ ચંદાસાહેબને કેદમાંથી છોડવ્યો.
૧૭૪૮. અંગ્રેજોને દેવીકોટાનો કિલ્લો મળ્યો.
૧૭૫૦. આર્કાટમાં તેમજ હૈદરાબાદમાં ગાદી બાબત લડાઈ ચાલી.
૧૭૫૧. કલાઇવે આર્કાટપર ઘેરો ઘાલી લઈ લીધું.
૧૭૫૧. ડુપ્લીએ "ડુપ્લી ફતેહ આબાદ" વસાવ્યું.
૧૭૫૨. ચંદાસાહેબને તંજોરના લશ્કરે મારી નાખ્યો.
૧૭૫૨. કાવરેપાકની લડાઈ. કલાઇવે રાજાસાહેબ તથા ફ્રેંચોને હરાવ્યા.
૧૭૫૨. બાહુરની લડાઈ. મેજર લોરેન્સે ફ્રેંચોને હરાવ્યા.

ઇ. સ. બીનાઓ.

૧૭૫૩. લાબોર્ડોને મરણ પામ્યો.
૧૭૫૪. ડુપ્લીને ફ્રાન્સ પાછો બોલાવ્યો.
૧૭૫૫. ક્લાઇવ ફૉર્ટ સેંટ ડેવીડનો હાકેમ થયો.
૧૭૫૪ થી ૧૭૫૯ આલમગીર ૨ જો ગાદીએ બેઠો.
૧૭૫૬. સુરાજ-દૌલા બંગાળા, બહાર, અને ઓઢીઆનો નવાબ થયો.
૧૭૫૬. સુરાજ-દૌલાએ કાસીમ બજાર લુટ્યું.
૧૭૫૬. સુરાજ-દૌલાએ ફૉર્ટ વીલીઅમ જીતી લીધો.
૧૭૫૬. અંધારી કોટડી (બ્લેક હોલ)માં ૧૪૬ અંગ્રેજોને ગોંધ્યા.
૧૭૫૬. ક્લાઇવે તુલાજી આંગ્રીઆનો ઘેરીઆનો કીલ્લો લીધો.
૧૭૫૭. ક્લાઇવે ચંદ્રનગર જીતી લીધું.
૧૭૫૭. અમદશાહ અબદલીએ દિલ્હીપર ચઢાઈ કરી.
૧૭૫૭. પ્લાસીની લડાઇ. સુરાજ દૌલાને ક્લાઇવે હરાવ્યો.
૧૭૫૭. સુરાજ-દૌલાને મીરાને મારી નાંખ્યો.
૧૭૫૮. ક્લાઇવ બંગાળાનો હાકેમ નીમાયો.
૧૭૫૮. શાહઆલમ અને સુજા-દૌલાએ પટણાપર ઘેરો ઘાલ્યો.
૧૭૫૮. કોન્ડોરની લઢાઈ. કર્નલ ફૉર્ડે લાલીને હરાવ્યો.
૧૭૫૯ થી ૧૮૦૬ શાહઆલમ ૨ જો ગાદીએ બેઠો.
૧૭૫૯. કર્નલ ફૉર્ડે ડચને ચીનસુરા આગળ હરાવ્યા.
૧૭૫૯. મછલીપટણ જીતી લીધું.
૧૭૬૦. વોંદીવાશની લડાઈ. કુટે લાલી-બુસીને હરાવ્યા.
૧૭૬૦. મીર જાફરનો છોકરો મીરાન વીજળી પડવાથી મરણ પામ્યો.
૧૭૬૦. અંગ્રેજોએ પોંડીચરી, ઠીએગર, ગીનજી લઈ લીધાં.
૧૭૬૧. હૈદર મ્હેસૂરનો ધણી થયો.

ઈ. સ. બીનાઓ.

૧૭૬૧ થી ૧૭૭૨ ચોથો પેશ્વા માધવરાવ થયો.
૧૭૬૧. પાણીપતની છેલ્લી લઢાઈ. અહંમદશાહે મરાઠાને હરાવ્યા.
૧૭૬૩. હૈદરે બેદનોરનો કિલ્લો જીતી લીધો.
૧૭૬૩. પટણામાં સમરૂ નામે જરમને અંગ્રેજને કાપી નાખ્યા.
૧૭૬૩. અંગ્રેજોએ મોંગીર જીત્યું.
૧૭૬૪. મેજર મનરોના હાથ નીચેના સીપાઇઓએ બંડ કર્યું.
૧૭૬૪. ડુપ્લી મરણ પામ્યો.
૧૭૬૫. કલાઇવે બંગાળામાં સુધારા કર્યા.
૧૭૬૫. મીર જાફર મરણ પામ્યો.
૧૭૬૬. કાઊન્ટ ડી લાલીને ફાંસી દીધો.
૧૭૬૭. કલાઇવ છેલ્લીવાર હીંદુસ્તાન છોડી ગયો.
૧૭૬૭. ચંગામ અને ત્રીનોમાલીની લડાઇ. સ્મીથે હૈદરને હરાવ્યો.
૧૭૬૯. મદ્રાસની સલાહ.
૧૭૭૨ થી ૧૭૭૩ નારાયણરાવ પાંચમો પેશ્વા થયો.
૧૭૭૨. ચેરકુલીની લડાઈ. મરાઠાએ હૈદરને હરાવ્યો.
૧૭૭૩. "રેગ્યુલેટીંગ એક્ટ" પસાર થયો.
૧૭૭૪. કલાઈવ મરણ પામ્યો.
૧૭૭૪. હેસ્ટિંગ્સ પહેલો ગવરનર જેનરલ નીમાયો.
૧૭૭૪. રોહીલા લોકને હેસ્ટિંગ્સે હાંકી કાઢયા.
૧૭૭૪ થી ૧૭૯૫ માધવરાવ નારાયણ છઠો પેશ્વા થયો.
૧૭૭૫. સુરતમાં રઘુનાથરાવે અંગ્રેજ સાથે સંધી કરી.
૧૭૭૫. મેજર લોરેન્સ મરણ પામ્યો.
૧૭૭૬. પુરંધરની સલાહ. અંગ્રેજ અને મરાઠા જોડે.

ઇ. સ. બીનાઓ.

૧૭૭૬. નંદકુમારને ફાંસી દીધી.
૧૭૭૭ થી ૧૮૧૮ શાહુ ૨ જો ગાદીએ બેઠો.
૧૭૭૯. વડ ગામની સલાહ. અંગ્રેજ અને મરાઠા જોડે.
૧૭૮૦. રણજીતસીંહ જનમ્યો.
૧૭૮૦. કર્નલ ગોડાર્ડે ડભોઈ અને અમદાવાદ જીતી લીધાં.
૧૭૮૦. કર્નલ પોફેમે લાહોર અને ગ્વાલીયર જીતી લીધાં.
૧૭૮૨. સાલબાઈની સલાહ.
૧૭૮૨. હૈદર ચીતોડમાં મરણ પામ્યો.
૧૭૮૩. જનરલ મેથ્યુનો પરાજય.
૧૭૮૩. બુસી મરણ પામ્યો.
૧૭૮૩. સર ઈ. કુટ મરણ પામ્યો.
૧૭૮૪. માંગ્લોરની સલાહ.
૧૭૮૪. મી૦ ફોકસનું બીલ નીષ્ફળ થયું.
૧૭૮૪. મી૦ પીટનું બીલ પસાર થયું.
૧૭૮૫. હેસ્ટિંગ્સ ઈંગ્લાંડ ગયો.
૧૭૮૬ થી ૧૭૯૩ લોર્ડ કોર્નવોલીસ.
૧૭૮૮ થી ૧૭૯૫ હેસ્ટીંગસની ઈંગ્લાંડમાં તપાસ ચાલી.
૧૭૮૯. ટિપુએ ત્રાવનકોરપર હુમલો કર્યો.
૧૭૯૧. લોર્ડ કોર્નવોલીસે બેંગ્લોર અને નુન્દી દુર્ગના કિલ્લા લીધા.
૧૭૯૨. શ્રીરંગપટણ આગળ સલાહ.
૧૭૯૩ થી ૧૭૯૮ સર જોન શોર.
૧૭૯૫ થી ૧૮૧૮ બાજીરાવ બીજો ૭ મો પેશ્વા થયો.
૧૭૯૫. કુર્દલાની લડાઈ. નાના ફડનવીસે નીઝામને હરાવ્યો.

ઇ. સ. બીનાઓ.

૧૭૯૯. ટિપુ મરણ પામ્યો.
૧૮૦૦. નાના ફડનવીસ મરણ પામ્યો.
૧૮૦૧. કર્નાટક ખાલસા થયું.
૧૮૦૧. જશવંતરાવ હોલકરે બાજીરાવ બીજાને પુનામાંથી નસાડયો.
૧૮૦૨. વસાઇની સંધી.
૧૮૦૩. દિલ્હીના પાદશાહને લોર્ડ લેકે છોડવ્યો.
૧૮૦૩. દેવગામ આગળ સંધી.
૧૮૦૩. સિરજી અંજે ગામની સંધી.
૧૮૦૪. કર્નલ મોનશન મુકંદ્રા પાસમાં ઘેરાઇ ગયો.
૧૮૦૪. અંગ્રેજોએ દીગ શહેર જીત્યું.
૧૮૦૫. લોર્ડ કોર્નવોલીસ ઘાજીપુર આગળ મરણ પામ્યો.
૧૮૦૫. થી ૧૮૦૭ સર જોર્જ બારલો.
૧૮૦૬. વેલોર, સીકંદ્રાબાદ, વલજાબાદ, નુંદીદુર્ગમાં બળવો.
૧૮૦૭. થી ૧૮૧૩ લોર્ડ મીન્ટો.
૧૮૦૭. મદ્રાસમાં બંડ.
૧૮૦૯. લોર્ડ મીન્ટોએ રણજીતસીંહ સાથે સંધી કરી.
૧૮૦૯. અંગ્રેજોએ જાવા, બુર્બોન, આઇલ ઓફ ફ્રાન્સ જીત્યાં.
૧૮૧૦. મોરીશ્યશ અંગ્રેજોએ જીત્યું.
૧૮૧૩. ગંગાધરશાસ્ત્રીને પંઢરપુરમાં મારી નાંખ્યો.
૧૮૧૪. થી ૧૮૨૩ મારક્વીસ ઓફ હેસ્ટીંગ્સ.
૧૮૧૫. અંગ્રેજોએ મલૂન, રામગઢ, અને અલ્મોરાના કિલ્લા જીત્યા.
૧૮૧૬. સીગાઊલીની ગુરખા જોડે સંધી.
૧૮૧૭. પેશ્વા સાથે નવું તહનામું.

ઇ. સ. બીનાઓ.

૧૮૧૮. મંદેસરનું તહનામું.
૧૮૧૮. પુના અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યું.
૧૮૧૮. હેસ્ટિંગ્સ મરણ પામ્યો.
૧૮૨૩ થી ૧૮૨૮ લોર્ડ આમહર્સ્ટ.
૧૮૨૩. બ્રહ્મીલોકે શાહપુરીનો બેટ કબજે કર્યો.
૧૮૨૪. અંગ્રેજોએ રંગુન તથા કામેડાહન જીત્યાં.
૧૮૨૫. અંગ્રેજોએ માર્ટાબાન, ટેનાસ્યુ, પ્રોમ, અને આરાકાન જીત્યાં.
૧૮૨૫. બરાકપુરમાં બંડ.
૧૮૨૬. યાન્ડાબોની સલાહ.
૧૮૨૬. ભરતપૂરનો કીલ્લો જીત્યો.
૧૮૩૪. કુર્ગનું રાજ ખાલસા થયું.
૧૮૩૬ થી ૧૮૪૨ લોર્ડ ઓકલેન્ડ.
૧૮૩૯. રણજીતસીંહ મરણ પામ્યો.
૧૮૪૦. દોસ્ત મહંમદ મેકનોટનને શરણ થયો.
૧૮૪૧. મેકનોટન અને બર્નસને મારી નાંખ્યા.
૧૮૪૨. શાહસુજાને બળવાખોરોએ મારી નાંખ્યો.
૧૮૪૩. સીંધ ખાલસા થયું.
૧૮૪૪ થી ૧૮૪૭ સર હેન્રી હાર્ડિંજ.
૧૮૪૫. સર રોબર્ટ સેલ મરણ પામ્યો.
૧૮૪૫. રાણી ચાંદ કુંવરે પોતાના છોકરા ધુલીપસીંહના નામની
દુવાઈ ફેરવી.
૧૮૪૬. લાહોરની સલાહ.
૧૮૪૬ થી ૧૮૫૬ લોર્ડ ડેલહૌસી.

ઇ. સ. બીનાઓ.

૧૮૪૮. સતારા ખાલસા થયું.
૧૮૪૯. લાલા મુળ રાજને કેદ કર્યો.
૧૮૪૯. પંજાબ ખાલસા થયું.
૧૮૫૨. પેગુ જીતી લીધો.
૧૮૫૩. નાગપૂર ખાલસા થયું.
૧૮૫૩. છેલ્લો પેશ્વા બાજીરાવ બીજો બીથુરમાં મરણ પામ્યો.
૧૮૫૬ થી ૧૮૬૨ અર્લ કેનીંગ.
૧૮૫૬. અયોધ્યા અને તંજોર ખાલસા થયું.
૧૮૫૬. ઈરાન સાથ લડાઇ. બુશાયર જીત્યું.
૧૮૫૭. હીંદુસ્તાનમાં બળવો.
૧૮૫૮. હીંદુસ્તાનનું રાજ ઈંગ્લાંડની ગાદી પતીને સ્વાધીન થયું.
૧૮૬૦. લોર્ડ ડુલહોસી મરણ પામ્યો.
૧૮૬૨ થી ૧૮૬૩ લોર્ડ એલજીન.
૧૮૬૨. મહંમદ બહાદુરશાહ રંગુનમાં મરણ પામ્યો.
૧૮૬૨. લોર્ડ કેનીંગ મરણ પામ્યો.
૧૮૬૩. દોસ્ત મહંમદ મરણ પામ્યો.
૧૮૬૩. લોર્ડ એલ્જીન મરણ પામ્યો.
૧૮૬૪ થી ૧૮૬૯ લોર્ડ લોરેન્સ.
૧૮૬૯ થી ૧૮૭૦ ડયુક ઓફ એડીનબરો હિંદુસ્તાનમાં આવ્યો.
૧૮૭૨. લોર્ડ મેયોનું ખુન આન્ડામાનના ટાપુમાં કર્યું.
૧૮૭૫. મલ્હારરાવને પદભ્રષ્ટ કર્યો.
૧૮૭૫ થી ૧૮૭૬ પ્રીન્સ ઓફ વેલ્સ આવ્યો.
૧૮૭૯. લોર્ડ લોરેન્સ મરણ પામ્યો.

| ઈ. સ. | બીનાઓ. |
| --- | --- |
| ૧૮૭૯. | મૈવાંડની લડાઈ. |
| ૧૮૭૯. | ગંડામકની સલાહ. |
| ૧૮૮૨. | લોર્ડ રીપને સ્થાનીક સ્વરાજ્ય સ્થાપ્યું. |
| ૧૮૮૩. | ઈલબર્ટ બીલ પસાર થયો. |
| ૧૮૮૫. | બ્રહ્મી દેશ ખાલસા થયું. |
| ૧૮૯૧. | મની પુરની લડાઇનો અંત આવ્યો. |



સમાપ્ત.

આ ચોપડી મળવાનાં ઠેકાણું:—

આ નવો ઇતિહાસ મુંબઈ મધે, ધોબીતળાવ, ડી. અરદેશરની કું૦ માંથી, તેમજ સર્વ જાણીતા બુક સેલરો પાસેથી મળશે.

